

# નિસ્યંદન



( ગુજરાતી કવિતાનું ઈ–સામયિક )

ફેબ્રુઆરી-એપ્રિલ ૨૦૧૫

વર્ષ –૪ અંક – ૧-૨ સળંગ અંક – ૧૮-૧૯

## મણિપુરી કવિતા વિશેષાંક




Devendra Hijam

તંત્રી-સંપાદક

**યોગેશ વૈદ્ય**

**(Manipuri Poetry Special Issue by Nisyandan: An E-Magazine of Gujarati Poetry)**

## પરામર્શક

**જનક દવે  સાહિલ  શશિકાંત ભટ્ટ 'શૈશવ'  જિતુ પુરોહિત**

*

**આ અંકના ફોટો-કલાકાર : બીમલ થોડમ (Bimal Thongam), દેવેન્દ્ર હિજામ (Devendra Hijam), દીપક અયેક્પમ (Deepak Ayekpam), કોસાઈજિન લૈશાડથેમ (Kosygin Leishangthem )**

*

**પરિકલ્પના અને સજાવટ : યોગેશ વૈદ્ય**

*

**પ્રૂફરીડિંગ : જિતુ ત્રિવેદી**

*

**ટેકનિકલ સહયોગ : ગુંજા વૈદ્ય  મંદાર દવે**

*

### o 'નિસ્યંદન 'વિશે

o મૂલત: ગુજરાતી કવિતાને વરેલું 'નિસ્યંદન 'અન્ય ભાષાની કવિતા તેમ જ અન્ય કળાઓને પણ સ્પર્શવા ધારે છે.

o લવાજમ –આપનો ઉમળકો અને આપની કાવ્યનિષ્ઠા

o નિસ્યંદન 'આપના ઈ-મેઇલ આઇ.ડી. પર નિયમિત મેળવવા આટલું કરો : અમારી વેબસાઈટ  http://yogish.co.in પર જઈ 'નિસ્યંદન' નામક વિભાગમાં સાઈડબારમાં મૂકેલ 'નામાંકન પત્ર'માં વિગત ભરી **submit** કરો.

અથવા

https://docs.google.com/spreadsheet/embeddedform?formkey=dHRQTnYzLVI4YWZmNHpXVF9VS3R4cnc6MQ

કડી પર **Ctrl+Click** કરો. ખૂલેલા ફોર્મમાં વિગત ભરી **submit** કરો.

o આપના સાહિત્યકાર મિત્રો તેમજ કાવ્યરસિક મિત્રોને 'નિસ્યંદન'ના નામાંકન માટે પ્રેરી 'નિસ્યંદન'ના પ્રસાર  માટે મદદરૂપ થવા વિનંતી.

### o 'નિસ્યંદન 'માટે આવકાર્ય છે

o અપ્રગટ મૌલિક કાવ્યરચનાઓ તથા કાવ્યાનુવાદ / મીમાંસા. કૃતિ સાથે સાહિત્યકારે પોતાનો ફોટોગ્રાફ પણ જોડવો.

o *અપ્રગટ  રચનાઓ જ મોકલશો . બ્લોગ / વેબસાઇટ પર મુકાયેલી પ્રગટ  રચનાઓ મોકલવી નહીં .*

o આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર / લઘુવૃત્તાંત ( ફોટોગ્રાફ તથા વીડિયો ક્લિપિંગ પણ મોકલી શકો. )

o આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લિપિંગ.

o પુસ્તક-પરિચય માટે  પુસ્તકની એક નકલ.

o *'નિસ્યંદન'માં પ્રગટ થતા વિચારોની જવાબદારી જે તે કવિ / લેખકની રહે છે.*

o કૃતિના સ્વીકાર / અસ્વીકારનો નિર્ણય એક માસમાં લઈ લેવાય છે.

### o અમને મળવાનાં ઠામ-ઠેકાણાં (Our Contact Details):

o ટપાલ દ્વારા –યોગેશ વૈદ્ય, 'હ્રદય કુંજ', યોગેશ્વર સોસાયટી, ૬૦ ફૂટ રોડ, વેરાવળ - ૩૬૨ ૨૬૫  (ગુજરાત) ભારત.

o ઇ-મેઇલ દ્વારા -  mryogi62@gmail.com

o વેબસાઈટ -  http://yogish.co.in  o બ્લૉગ -  http://yogesh-vaidya.blogspot.com

o ફેઇસબુક પેઇજ -  https://www.facebook.com/Nisyandan

# INDEX

( Click on **Page No** and reach to the page, Click on the Sign at the bottom of Page to return back to this Page )

**(All Poems and Articles have a facility to read the English translations. Use the link given on the bottom of each item)**









## o એક શરૂઆત - પુલ બાંધવાની

ગત ડિસેમ્બરમાં સાહિત્ય અકાદમી, દિલ્હી  દ્વારા આયોજિત ઑલ ઈન્ડિયા પોએટ્રી ફેસ્ટિવલમાં ભાગ લેવા માટે મણિપુર (ઈમ્ફાલ) જવાનું થયું ત્યારે મારા મનમાં એક ઇચ્છા હતી, મણિપુરની કવિતાને માણવાની,મણિપુરી કવિઓને મળવાની. પણ ઈમ્ફાલની સામ્પ્રત પરિસ્થિતિઓ અને કાર્યક્રમની વ્યસ્તતાને લીધે એ શક્ય ન બન્યું. ઘણા મણિપુરી કવિઓ કાર્યક્રમમાં હાજર હતા છતાં તેમની સાથે વાતો થઈ ના શકી. ઘરે પરત આવ્યા પછી ત્યાંથી લાવેલા નોર્થ ઈસ્ટ રાઈટર્સ ફૉરમ (મણિપુર ચેપ્ટર)ના મુખપત્ર 'તામ્ના' માંથી ફોન નંબર મેળવીને બે મણિપુરી કવિઓ શ્રી રાજકુમાર ભુબોનસાના અને શ્રી તયેન્જમ બિજોયકુમાર સિંહ સાથે ફોન પર વાત થઈ અને 'નિસ્યંદન'ના મણિપુરી કવિતાના વિશેષાંકની ભૂમિકા બંધાઈ ગઈ. આ બન્ને કવિઓએ ઉમળકાભેર આ કામ માટે જરુરી એવો માહોલ રચી આપ્યો. રાજકુમાર ભુબોનસાનાએ મણિપુરીના કવિઓના ફોનનંબર ઉપલબ્ધ કરાવ્યા અને પોતે પણ બધા કવિઓને આ ઉપક્રમ વિષે અવગત કરાવ્યા. સંપાદન માટે જરૂરી અન્ય સામગ્રી સહિત મણિપુરી કવિતાનું મોંઘું પુસ્તક પણ ગાંઠનું ગોપીચંદન કરીને મોકલાવ્યું. પછી મને પણ દરેક કવિ સાથે વાત કરવામાં સુગમતા થઈ ગઈ. અલબત્ત ભાષાનાં ઘણાં વ્યવધાનો રહ્યાં પણ એકંદરે બધા જ મણિપુરી કવિઓએ આ ઉપક્રમ બાબતે રાજીપો બતાવીને તેમની કવિતાઓ અને અન્ય જરૂરી માહિતીઓ મોકલી આપી. આ દરમ્યાન કવયિત્રી મોઈરાડથેમ બોરકન્યા દેવીનો સંપર્ક થયો. તેમણે ખૂબ જ ભાવુકતાથી અને ખેવનાપૂર્વક આ ઉપક્રમમાં સહયોગ આપ્યો છે. અસંખ્ય ફોન કર્યા છે, મને અને મણિપુરી કવિઓને. સંપાદનમાં આવતી દરેક અડચણને તેમણે અને મણિપુરના સર્વ કવિઓએ સૌહાર્દપૂર્વક આસાન બનાવી આપી છે.

સંપાદનની આ યાત્રાએ મને પણ ઘણું આપ્યું છે. સુદૂરના ઘણાં કવિઓ કે જેમને હું ક્યારેય રૂબરૂ મળ્યો જ નથી તેમનો મૈત્રીસભર સ્નેહ પામ્યો છું. કવિતાની વાતો દ્વારા મણિપુરના સામાજિક પરિવેશની અને સંસ્કૃતિની આછી ઝલક પામવાનો મોકો મળ્યો છે. મણિપુરની હાલની સામાજિક અને રાજકીય વિચ્છિન્ન પરિસ્થિતિને સમજવાની કોશિશ કરી શક્યો છું. આ કવિતાઓ દ્વારા અને કવિઓ સાથે થયેલી વાતો મારફતે ત્યાંના જનમાનસના ગુસ્સાને અને સંવેદનને સ્પર્શવાનું પણ બન્યું છે. ત્યાં અતડા અને રિસાયેલા લાગેલા લોકોને ફોન પર અનરાધાર વરસતા માણ્યા છે. કવિ નાઓરેમ બિદ્યાસાગરે અડધી રાતે હલકથી સંભળાવેલ મણિપુરી ગીતો તો ઘણા લાંબા સમય સુધી યાદ રહેશે. ઘણી રોમાંચક પળો આપી છે આ સંપાદને મને.

શ્રી રૉબિન ન્ગાડગમ અને શ્રી નાઓરેમ બિદ્યાસાગરે અતિ વ્યસ્તતાઓ વચ્ચે પણ 'નિસ્યંદન' માટે ખાસ અગ્રલેખો લખી આપ્યા છે.

બધાં જ કાવ્યો અને લેખોને અંગ્રેજીમાંથી ગુજરાતીમાં અનુવાદ કરી આપવાની કપરી કામગીરી સર્વશ્રી વિરાફ કાપડિયા, મનીષા દવે, નીલાબેન પંડ્યા,મહેન્દ્ર ઓધારિયા તથા સુહાગ દવેએ પાર પાડી છે. ઘણા અનુવાદો મેં પણ કર્યા છે.

અંકમાં મૂકવા માટેના યોગ્ય ફોટોગ્રાફસ શોધવામાં શરૂઆતમાં ખૂબ જ મુશ્કેલી પડી પણ અંતે યુવા ફોટોગ્રાફર શ્રી કોસાઈજિન લૈશાડથેમની અણીના સમયની મદદે કામ કરી આપ્યું. મણિપુરના ચાર યુવા ફોટોગ્રાફર સર્વશ્રી બીમલ થોડમ, દેવેન્દ્ર હિજામ, દીપક અચેક્પમ તથા કોસાઈજિન લૈશાડથેમે તેમના કામને ઉપયોગમાં લેવા માટેની સહર્ષ પરવાનગી આપી છે.

સાંપ્રત મણિપુરી કવિતા ત્યાંની વિચ્છિન્ન સામાજિક પરિસ્થિતિઓ વચ્ચે સ્થિર ઊભવા મથી રહી હોય અને તેના આંતર-બાહ્ય કલામય ઘાટને પામવા માટે સંઘર્ષ કરી રહી હોય તેવું જણાઈ રહ્યું છે. મણિપુરી કવિતા વિષે આથી વિશેષ અત્રેથી કશું કહેવાનું નથી. સર્વશ્રી રૉબિન ન્ગાડગમ અને નાઓરેમ બિદ્યાસાગરના લેખોએ આ કામ યોગ્ય રીતે કરી આપ્યું છે.

અંતે આપના પ્રતિસાદ અને સહકાર જ આવાં કાર્યો કરવાની પ્રેરણા અને ઊર્જા આપશે. આ વિશેષાંકની તેની ગુણવત્તાના આધારે યોગ્ય નોંધ લેવાશે તેવી આશા છે.

આ ઉપક્રમમાં પ્રત્યક્ષ અને પરોક્ષ રૂપે મદદરૂપ થનારા દરેકનો આભાર માનું છું.

**o યોગેશ વૈદ્ય** **તારીખ: ૩૧ . ૦૪ . ૨૦૧૫**

**Read This in English Click Here**





### ० સાંપ્રત મણિપુરી કવિતા : પ્રાથમિક નિરીક્ષણ

० રૉબિન ન્ગાડગમ

મારો હેતુ અહીંયાં મણિપુરી કવિતા વિષે એક પ્રાથમિક સમજ રજૂ કરવાનો છે અને એ માટે સંક્ષિપ્ત ઐતિહાસિક પૃષ્ઠભૂની વાત કરવી યોગ્ય લેખાશે. મણિપુર એ બીજા વિશ્વયુદ્ધની ભુલાયેલી રંગભૂમિનો એક હિસ્સો છે અને આધુનિક મણિપુરી કવિતાના બીજ કદાચ એ મહાયુદ્ધના વિનાશક અત્યાચારો સાથે જ રોપાયાં હશે. સમાજવાદી કવિ હિજામ ઈરાબત તેમની ક્રાંતિકારી ભાષા અને વિષયવસ્તુને લીધે આધુનિક કવિતાના મશાલચી મનાય છે.( વિમાન રૂપી ગીધડાં તેમની પાંખો પર ઝળૂંબી રહ્યાં છે/ ચેતવણીની સાઈરન રૂપી વરુ ગર્જી રહ્યા છે/ ખરેખર જોવા જેવું છે આ દૃશ્ય ) હિજામ ઈરાબતની કવિતા ચાઓબા અને કમાલ દ્વારા લખાયેલી અતિ રંગદર્શી કવિતા સાથે છેડો ફાડે છે. ભવ્યતાના સ્વપ્ન સાથેનું એક વખતનું દેશી રાજ્ય મણિપુર બ્રિટિશ સંસ્થાનવાદી રાજ વહીવટના સકંજામાં જકડાયું અને છેવટે મુક્ત થયા પછી પણ સંવેદનાત્મક સંજોગોમાં ભારતીય સમવાયતંત્રનો ભાગ બની , આ નવી રાજ્યવ્યવસ્થામાં એ એક ભ્રષ્ટ અને નિભ્રાન્ત રાજ્ય બની ગયું. બીજા વિશ્વયુદ્ધના આઘાતો પછી, એક વખતના આ સામંતશાહી રાજ્યના રાજકીય અને સામાજિક જીવનમાં સ્પષ્ટ પરિવર્તનો આવ્યાં હતાં. ઘણા બધાને માટે અનુભૂતિના સમાન ક્ષેત્રોમાં માનવીય બાબતોના પરંપરિત મૂલ્યોનો અભાવ, આર્થિક અને રાજકીય સત્તા ધરાવનારની જોહુકમી, મૂળિયાવિહીનતાની ભાવના, વંચિતતા, ઘર અને કુટુમ્બની વિભક્તતા, શહેરીકરણ વગેરેની સાથે જ જે આ નવા સંસ્થાનવાદી રાજ્યવ્યવસ્થામાંથી સ્વતંત્રતા ઇચ્છતા હતા તેમની લડતોની ક્ષોભજનક અસરો તથા જેઓ પોતે પોતાની ઓળખાણ અને સસ્કૃતિ ગુમાવી રહ્યા હોય તેવું અનુભવતા હતા તેમની આશંકાઓનો પણ સમાવેશ થાય છે.

કવિઓ તેમના રંગદર્શી પૂર્વ કવિઓ સાથે છેડો ફાડી, બદલાયેલા વાતવરણને અનુકૂળ પ્રતિસાદ આપવા લાગ્યા તથા સમયને અનુરૂપ ભાષા પ્રયોજવા લાગ્યા. તેઓ વધુ અંતર્મુખી બન્યા અને પરિણામે વક્રોક્તિભર્યા અને અજનબી જેવાં વલણો અપનાવી જગતને પોતાને અનુકૂળ બનાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ટૂંકમાં, આધુનિકતાવાદી મણિપુરી કવિઓએ સંદેહાત્મક સ્વાતંત્ર્યેતર કાવ્યશાસ્ત્ર ઘડ્યું ; જેમાં વક્રોક્તિ, કટાક્ષ અને અલગાવ અને સામનો કરવાનું વલણ સ્વને ઓળખવાનાં મુખ્ય સાધનો બન્યાં. આ નવી કવિતા સામાજિક પરિસ્થિતિ અને આધુનિક મણિપુરના વિચ્છિન્ન માનવ અંગે પોતાના સતત પૃચ્છાત્મક વલણથી વિશિષ્ટ બની. આ એ યુગ હતો જ્યારે 'ભાગ્ય સાથેની મુલાકાત'ના વચનથી ઉદ્‌ભવેલ નહેરુનો આશાવાદ વધુ નિરાશાત્મક, વધુ હતાશાજનક અને સંદેહાત્મક માનસિક પરિસ્થિતિ સામે હારી રહ્યો હતો અને આધુનિક રાજ્ય જે મૂલ્યોને આધારે સ્થપાયું હતું તેમાંથી તીવ્ર નિર્ભ્રાન્તતામાં પરિવર્તિત થઈ રહ્યું હતું.

આધુનિક મણિપુરી કવિતાના બીજા નોંધપાત્ર ઘડવૈયા બેશક ઈ. નીલકાંત છે. આ વિદ્વાન કવિએ ૧૯૪૦થી લખવાનું શરૂ કર્યું હતું. આદર્શવાદી વલણ ધરાવતા હોવા છતાં નીલકાંત વાસ્તવદર્શી ભાષાનો ઉપયોગ કરતા હતા ( મણિપુર, તારા વિષે ચિન્તા કર્યા વગર હું રહી શકતો નથી) અને તેઓ બદલાતી વાસ્તવિકતાના તીવ્રાનુભૂતિવાળા સાક્ષી હતા. અન્ય એક નોંધનીય કવિ એલ. સમરેન્દ્ર છે જે પોતાની તથ્યાત્મક બોલચાલની ભાષા, ગંભીરતાથી લેવાની ન હોય તેવી રમૂજ અને કાપી નાંખે તેવા કટાક્ષથી અલગ તરી આવે છે. તેમનું દર્શન મુખ્યત્વે માનવતાવાદી છે.

પરંતુ સીત્તેરના દાયકાની શરૂઆતમાં યુવાન કવિઓનું એક જૂથ આવ્યું જેમણે મનમાં કવિતાના કંઈક નવા જ મુસદ્દા સાથે લઈ કશુંક મૂળભૂત રીતે નવું કરવાનો પ્રયત્ન કર્યો. તેઓ તેમના દૃષ્ટિબિન્દુમા રૂઢિથી જૂદા હતા. અસભ્ય ગણાય તેવા અને વાચકોને સભાનતાથી આઘાત પહોંચાડનાર અને દરેક પવિત્ર કે ગંભીર બબતોની મજાક ઉડાવનાર હતા. શ્રી બીરેન આ નવા સંપ્રદાયના નેતા ગણાય છે, આ જૂથના બીજા અગત્યના કવિ આર. કે. મધુબીર છે. વળી ૧૯૭૪માં રણજીત ડબલ્યુ., થાડજમ ઈબોપિશાક સિંહ અને યુમ્લેમ્બામ ઇબોમ્ચા –જે પોતાને 'ક્રોધી યુવાન કવિઓ' કહેતા હતા તેમણે બે ભાગમાં 'પડકાર' નામક કાવ્યગ્રંથ પ્રકાશિત કર્યો. આ કાવ્ય સંગ્રહ વિષે એક વિવેચકે લખ્યું છે કે " તેમની કવિતાઓ રાત્રિના

સૂનકારમાં રીતભાત વગરના યુવાનો દ્વારા અચાનક કરાતા ઘોર અવાજ જેવી છે. જો તમે માનતા હો કે તમે જે કંઈ કહો તે કોઈપણ પ્રકારના અંકુશ વિના બોલી શકાય અને વમનની જેમ તેની ઊલટી કરી શકાય તો એ ગંધાય છે અને તેને નવી કળા કહી ન શકાય." આ વિવેચકે તેમને ઉછાંછળા, પૂર્વાગ્રહયુક્ત અને તેમના દર્શનમાં મર્યાદિત ગણાવ્યા છે પરંતુ સાથે જ તેમના સાહસનો કમને સ્વીકાર કર્યો છે. આ સિત્તેરના દશકમાં જ (આસામમાંથી) બ્રજેશ્વર અને ખૈરુદીન જેવા મણિપુરી કવિઓએ પોતાના સંગ્રહો પ્રકાશિત કર્યા અને આધુનિક પ્રવાહમાં જોડાયા.

થોડો સમય શાંતિ રહી અને ૧૯૭૯માં "સિત્તેરના દશકમાં ત્રાટકેલ તોફાન" નામનો કાવ્ય સંગ્રહ પ્રકાશિત થયો, આ પેઢીના કવિઓમાં ભૂબોનસના, એમ. બોરકન્યા, ચેતન થોડજમ, હેમચન્દ્ર અને અન્ય કવિઓનો સમાવેશ થાય છે. આ કવિઓએ "ક્રોધિત યુવાકવિઓ"ના અમર્યાદિત વલણને અવગણ્યા અને ગંભીર ઇરાદા સાથે સૂક્ષ્મ, નાજુક કલ્પનો અને સુયોગ્ય પ્રતીકોને તેમની કવિતામાં વાપર્યાં. આ સમયગાળા દરમિયાન કાચર (આસામ) સ્થિત શહીદ ચૌધરી, ઈલાબન્ત, બિશ્વનાથ, કલેન્જાઓ અને અન્ય મુગ્ધ કવિઓનો અવાજ પણ સાંભળવા મળ્યો. આમ "ક્રોધિત યુવાકવિઓ" પછીનાં વર્ષોમાં વિસ્તરતા પરિપ્રેક્ષ્ય અને દર્શનનું ઊંડાણ જોવા મળ્યું.

૧૯૮૦થી ૧૯૯૦ના દશકમાં પોતાની ફરતેના વિરોધાભાસી જગત સાથે બાથ ભીડવાનો પ્રયત્ન કરતા નવા કવિઓનો અવાજ સંભળાયો. સ્ત્રીઓના પ્રશ્નો ગંભીરતાથી હાથમાં લેવાય, અલબત્ત તેમાં કોઈ પ્રતિબદ્ધ નારીવાદી ન હતા. આ પેઢીમાં કાવ્યસર્જનમાં પ્રવૃત્ત ઘણા કવિઓ છે ; જેમાં મેમચૌબી, લનચેનબા મીતૈ, બિરેન્દ્રજિત નાઓરેમ, શરતચંદ થિયામ, રઘુ લૈશાડથેમ, થૌદામ નેત્રજિત, દોનેશ્વર કોન્સામ, ત્રિપુરાના ગામ્ભિની દેવી, કાચરના નાઓરેમ બિદ્યાસાગર અને અન્ય છે; પરંતુ તે સહુનો નામોલ્લેખ અહીં કરતો નથી.

મણિપુરી કવિતા અત્યારે એક ત્રિભેટે આવીને ઊભી હોય તેમ લાગે છે. દર વર્ષે કવિતાનાં નવાં નવાં પુસ્તકો પ્રકાશિત થયાં કરે છે અને 'મહાકાવ્ય' આવશે એવી આશા સાથે સમુદ્રમંથન થયા કરે છે. જાતીય હિંસા, ભ્રષ્ટાચાર, બળજબરી, આતંકવાદ, દમન અને નશાની આદત જેવી ધ્યાનાકર્ષક વરવી વાસ્તવિકતાઓ બધા કવિઓના મનમાં દૃઢપણે ઘર કરી ગઈ હોય તેમ લાગે છે. આથી પ્રયોગાત્મકતા કંઈક અંશે ધીમી પડી ગઈ છે. બંદૂકના સતત ભય નીચે જીવતા મણિપુરી કવિ શાબ્દીક જાદુગરી કે ગૂંચવણ લઈ સૌંદર્યશાસ્ત્રમાં પ્રવૃત્ત થઈ શકતો નથી ( અલબત્ત આ બાબતો જ તેને સારો કવિ બનાવે એ જરૂરી નથી) પણ આનાથી સતત એક યાદ આપવામાં આવે છે કે કવિએ સાક્ષીભાવની કળા પર કાબૂ મેળવવો જ રહ્યો. આ એક અતિ મુશ્કેલ કામ છે જે કામ્યુએ લેખક માટે ખાસ આરક્ષિત રાખેલ છે. "આપણી વૈયક્તિક નબળાઈઓ ગમે તે હોય, પરંતુ આપણી કળાની ઉદાત્તતા જાળવવી અઘરી છે. તે બે પ્રતિબદ્ધતા પર આધારિત છે- પોતે જે જાણે છે તે અંગે ખોટું બોલવાનો ઈન્કાર અને દમનનો પ્રતિકાર". સાંપ્રત મણિપુરી કવિતામાં બંદૂકની ગોળીઓ, લોહી, માંસ, લાલ રંગ અને વિરોધાભાસી રીતે ફૂલોનાં કલ્પનો વિપુલ પ્રમાણમાં દેખાય છે. ઈમ્ફાલના એક કવિએ મને જાણાવ્યું કે તેઓ તેમનાં બન્ને લમણે બંદૂક ધરબાયેલી હોય ત્યારે અસ્તિત્વ ટકાવી રાખવાની કવિતાને તીક્ષ્ણ બનાવે છે. આ બંદૂકો છે ક્રાંતિકારીઓની બંદૂક અને રાજ્યની બંદૂક. ભાગ્યે જ કોઈ કવિ રંગદર્શી કવિતા લખે છે કે શારીરિક કે જાતીયતાના કોઈ પાસા અંગે કંઈ કહે છે. અત્યારે કેફિયતની કવિતા કે આત્મકથાત્મક કવિતા પણા ભાગ્યે જ લખાય છે અને જાણે કે અવૈયક્તિક, તટસ્થતાવાદી રીતભાત આદર્શ બની ગઈ છે. શું આના કારણે સાંપ્રત મણિપુરી કવિઓ 'અસ્તિત્વ ટકાવી રાખવા માટેની કવિતાઓ' લખવામાં જ તલ્લીન થઈ ગયા છે ? આ બધાને કારણે એવું વિવેચન થાય છે કે સાંપ્રત મણિપુરી કવિતા અતિ વાસ્તવવાદથી ઘેરાઈ ગઈ છે. અને ઉપર દર્શાવેલ કલ્પનો શુષ્ક, ચીલાચાલુ બની જાય છે. કદાચ કવિઓએ વાસ્તવવાદ અને ચિંતન વચ્ચે સૂક્ષ્મ સંતુલન સાધવા પ્રયત્ન કરવો જોઈએ એમ લાગે છે.

પરંતુ કવિઓએ અહીંના સ્થળ અને અત્યારના સમય વિષે પણ લખવું જોઈએ. અને તે અંગે લખવાથી તેમની કવિતાને નિકટતા અને જીવંતતા પ્રાપ્ત થાય છે. આ જ કદાચ 'સાક્ષીભાવની કવિતા' બનાવે છે. સદ્‌ભાગ્યે થોડા સુંદર કવિઓ માત્ર પ્રસંગોની નોંધ લેવાથી આગળ ગયા છે અને તેઓએ પોતાની અને પરિવેશ વચ્ચેના સંકુલ સંઘર્ષને પોતાની અંદર આત્મસાત કર્યા હોય તેવું લાગે છે. મણિપુરમાં, જ્યારે વાસ્તવિકતા અસહ્ય બની જાય ત્યારે આ કવિઓ ઘણીવાર પોતા પ્રત્યે જ કરેલી અસંબદ્ધ વક્રતાનો આશ્રય લે છે અથવા પ્રતિકાવ્ય કે કટાક્ષકાવ્ય લખે છે. મેં અગાઉ ઉલ્લેખેલા અતિ વાસ્તવવાદને આ રીતે એ કવિઓ નકારે છે. પરંતુ આ કવિઓ કેટલીક વાર પરાવાસ્તવવાદ તરફ ઢળી પડે છે. મણિપુરી

કવિ યુમ્લેમ્બામ ઇબોમ્ચાના કાવ્ય ‘સ્વપ્નની વાર્તા’માં ખૂનખાર ગોળીઓ રસાળ ફળોમાં રૂપાંતરિત થાય છે અને થાડજમ ઈબોપિશાક સિંહની કવિતા ‘હું એક ભારતીય ગોળીથી મરવા ઈચ્છું છું’માં આતંકવાદીઓ તેના ઘરની મુલાકાત પંચ મહાભૂતોના સ્વરૂપમાં લે છે. ઈબોપિશાક (પોતાના લોકોના ઝખ્મો ‘પવિત્ર’ ન બની જાય તે માટે તેને ચૂમવા ન માગતા મિલોજોની જેમ ) લખે છે :

**મણિપુર,**
**લોકો તને માતા કહે છે**
**મને પણ કૃપયા તને માતા કહેવા દે.**
**પણ હું તારા માટે મરી નહીં શકું ...**

**જો કોઈએ મરવાનું જ હોય તો એમને મરવા દે.**
**જેમણે તારા સ્રોતોને ચૂસીને  સૂકા કરી નાખ્યા છે,**
**અને સાત સાત પેઢીઓ સુધી છેતરીને, ચોરીને,**
**ધાક ધમકી આપીને અને સંપત્તિ એકઠી કરીને.**
**એમને તારા માટે મરવા દે**
**હું શા માટે મરું ?**

હું એવો તો દાવો નહીં કરું કે મણિપુરી કવિતા બંગાળી કે આસામી કવિતા જેટલી સુગઠિત છે કે ત્રિપુરાની ‘કોકબોરોક’ કવિતાની જેમ સમૂહના એકત્વની શુદ્ધ ભાવનાનાં મૂળ ધરાવે છે. સાંપ્રત મણિપુરી કવિતાની સિદ્ધિઓ અંગે આ અહીં  આપેલ કવિતાઓને આધારે‘નિસ્યંદન’ના વાચકો જ  જાતે ચૂકાદો આપે.

**(અનુ. મહેન્દ્ર ઓધારિયા )** **Read This in English** **Click Here**



# O મણિપુરી કવિતાનો ટૂંકો ઇતિહાસ

O નાઓરેમ બિદ્યાસાગર



મણિપુરી સાહિત્યની શરૂઆત મૌખિક સાહિત્યની પ્રણાલિકાને અનુસરીને થઈ. લેખિત સાહિત્યમાં જુવાળ આવ્યો તે પહેલાં મૌખિક પ્રણાલિકા સૈકાઓથી ધારાપ્રવાહ વહેતી જ હતી. આદિથી અત્યાર સુધીની મણિપુરી કવિતાને ત્રણ વિભાગોમાં વહેંચી શકાય: પ્રારંભિક મણિપુરી કવિતા, મધ્યયુગીન મણિપુરી કવિતા અને આધુનિક મણિપુરી કવિતા. સાહિત્યિક ઇતિહાસકાર ચ. મણિહર સિંહ પોતાના 'મણિપુરી સાહિત્યનો ઇતિહાસ' નામના લેખમાં જણાવે છે: "મણિપુરી લિપિમાં લખવાનું કદાચ બારમી સદીના અંતમાં શરૂ થયું હશે, પણ પંદરમી સદીના અંતની પહેલાં તો જરૂર." પ્રારંભિક મણિપુરી કવિતાની રચના પ્રભુભક્તિ, રાજદરબારના કાર્યક્રમ, શૃંગારી ઘટનાઓ, પરાક્રમી કાર્યો અને પ્રકૃતિપૂજા- એવા એવા વિષયોને લઈને થઈ. મોટા ભાગનાં કાવ્યો લયબદ્ધ હતાં. ક્યારેક કાવ્યો સીમિત અક્ષરોમાં લખાતાં. એ સઘળાં કાવ્યો તારીખ કે રચનાકારનાં નામ વિનાનાં છે. લખાણો જૂની મણિપુરી ભાષામાં થયાં હતાં. વિદેશી અને અપનાવેલા શબ્દો ત્યારે ઉપલબ્ધ નહોતા. એ કાવ્યોમાં બીજી રચનાઓની સાથે આ રચનાઓનો સમાવેશ છે: ઔગરી, ખેમ્ચો, આનોઇરોલ, લૈરેમા પાઓસા, યાકૈબા, હિજાન હિરાઓ, આહોન્ગલોન, પખાડબા લાડગ્યેનશેઈ, લાન્ગમૈલોન, નિન્ગથૌરોલ, મેઇ, થારોન, નોડગ્લાઓ એશેઇ, લેઇચીનલોન, લારોલ, ચિંગોઇરોલ વગેરે. મણિપુરી કવિતાનો પ્રારંભકાળ વાસ્તવમાં સત્તરમી સદી સુધી ચાલે છે, અને મધ્યયુગ સત્તરમીથી અઢારમી સદી સુધી. રાજા ગારીવાનીવાજના સમયમાં હિંદુત્વના પ્રબળ પ્રભાવને કારણે મણિપુરી સાહિત્યમાં નવો ઉન્મેષ આવ્યો. રામાયણ અને મહાભારત મણિપુરીમાં લખાયાં. હિંદુ ધર્મપ્રણાલીનાં ઘણાં પુસ્તકો તે અરસામાં પ્રગટ થયાં, ખાસ તો લક્ષ્મીચરિત અને ભક્તિચરિત. બંગાળી, સંસ્કૃત અને વિદેશી શબ્દોનો મણિપુરી ભાષામાં ઉમેરો થવા લાગ્યો. પ્રકાશિત કૃતિઓમાં રચનાકારનાં નામ અને રચનાની તારીખનો પણ ઉલ્લેખ થવા લાગ્યો.

વીસમી સદી મણિપુરી સાહિત્યના પુનરુજ્જીવનનો સમય ગણાય. અંગ્રેજોએ ૨૭મી એપ્રિલ, ૧૮૯૧ના દિવસે મણિપુર પર કબજો કર્યો તે પછી મણિપુરી સમાજમાં અમુક પરિવર્તનો આવવા લાગ્યાં. પાશ્ચાત્ય શિક્ષણનો મણિપુરી સમાજમાં સ્વીકાર થયો. મણિપુરી નિવાસીઓ (વિશેષત: મીતૈઓ) શિક્ષણ મેળવવા લાગ્યા. શિક્ષિત મીતૈઓએ પોતાનું રચનાત્મક કામ સાહિત્ય, સંસ્કૃતિ અને કળાના ક્ષેત્રમાં અજમાવ્યું. જે મણિપુરી ભાષા બંગાળી અને સંસ્કૃતની અસરોથી ચિરકાળ દબાયેલી હતી તેમાં નવા લેખકોએ નવી જાગૃતિ પેદા કરી. ખ્વાઇરાક્પામ ચાઓબા રચિત 'શત્ર માચા' ૧૯૩૨માં પ્રકાશિત થયું. એ પુસ્તકનું વિશિષ્ટ કાવ્ય 'ઈશ્વરદા' (રચના તારીખ ડિસેમ્બર ૧૭, ૧૯૧૭) એ મણિપુરીની પ્રથમ આધુનિક કવિતા ગણાય. આધુનિક મણિપુરી કવિતાનો નવો ચીલો આ કાવ્યથી શરૂ થયો. આ પહેલાં પાશ્ચાત્ય આધુનિકતાની સમજણ મણિપુરીમાં મોટે ભાગે નહોતી. એ તબક્કાના કેટલાક કવિઓની યાદી આ પ્રમાણે છે: ખ્વાઇરાક્પામ ચાઓબા, ડૉક્ટર લમાબમ કમાલ, હિજામ અન્ગાડઘલ, હવાઇબામ નબદ્વીપચંદ્ર, અરમબામ દોરેન્દ્રજિત, ચિન્ગખામ મયુરધ્વજા, હિજામ ઇરાબોત, અશંગબામ મીનાકેતન, રાજકુમાર શીતાલ્જિત, સંજેન્બામ નોદિયા, ખુમાનથેમ ઇબોહલ, ખુમાનથામ ગૌરકીશ્વર અને બીજા કવિઓ. એ યુગમાં જે લેખનશૈલી વ્યક્ત થઈ તે અંગ્રેજી સાહિત્યમાં પ્રવર્તિત અલૌકિક રોમાંચક તત્ત્વની શૈલીને (Romanticism) અનુસાર હતી. દેશાભિમાનની ભાવના, 'ગૌરીય' વૈષ્ણવ ધર્મની પ્રીતિ, માનવમૂલ્યોની કદર, મનુષ્ય-પ્રકૃતિ-પ્રભુ એ ત્રણે વચ્ચેની સાપેક્ષતા પરત્વે ચિંતા, એવાં એવાં આત્મલક્ષી અને ઝુરાપાનાં તત્ત્વો ત્યારની કવિતામાં જોવા મળતાં. કવિઓ સુકોમળ ઋજુ શબ્દોની, લય અને છંદની તથા સીમિત અક્ષરોની રચનાઓ કરતા.

ચાઓબા, કમાલ અને અન્ગાડઘલ કવિઓએ જે 'રોમાંટિક' પ્રણાલીનો ચીલો પાડ્યો હતો તે બીજા વિશ્વયુદ્ધ પછી એકદમ બદલાઈ ગયો. પહેલાંની પદ્ધતિને તોફાનની જેમ ધસી આવતી નવી પેઢીએ છિન્નભિન્ન કરી નાખી. કવિતામાં નવાં લક્ષણો દેખાવા લાગ્યાં. પાશ્ચાત્ય આધુનિકતા અને વર્તમાન સંસ્કૃતિની નવી ઝલક મણિપુરી કવિતામાં જણાવા લાગી. "ન્ગાસી" નામના ૧૯૪૯માં પ્રકાશિત અને કૈશમ કુંજબિહારી દ્વારા સંપાદિત સામયિકમાં પ્રગટ થયેલું એલડબામ નીલકાંતનું કાવ્ય 'મણિપુર' એક વિશિષ્ટ કાવ્ય હતું; એ આધુનિક મણિપુરી કવિતાનો પ્રથમ પાયો કહેવાય. એટલે નીલકાંતને આપણે આધુનિક મણિપુરી કવિતાના જનક તરીકે માનીએ છીએ. આ કાવ્ય યુદ્ધોત્તર છિન્નભિન્ન થયેલા મણિપુરી સમાજનું ચિત્ર ખડું કરે છે, અને બીજા વિશ્વયુદ્ધની અસરો, નીતિભ્રષ્ટ રાજનીતિજ્ઞોનું કુટિલ રાજકારણ, લથડતું જતું અર્થતંત્ર, નૈતિક ધોરણો પ્રત્યે

મનુષ્યની અવગણના, તથા આશા-હતાશા વચ્ચેનું અસંતુલન એ પરિસ્થિતિઓનો ચિતાર આપે છે. વળી, લૈશરામ સમરેન્દ્ર એમનાં ‘સીતા’ નામક કાવ્યમાં (સામયિક ‘કવિ તર્પણ’, તંત્રી ખૈદમ પ્રમોદિની, ૧૯૬૦) મણિપુરની સ્ત્રીઓને સતીની ભારતીય પ્રથામાંથી મુક્ત થવાનું નિવેદન કરે છે. આ બે કાવ્યોએ તે યુગના યુવાન કવિઓને પ્રભાવિત કર્યા. તો વળી નીલકાંતના ‘લમ્મડનાબા’ અને સમરેન્દ્રના ‘કોનુડ કાડ તુબાદા’ કાવ્યોએ આધુનિક મણિપુરી કવિતાની સ્થાપનામાં વધુ ફાળો આપ્યો. પછી ૧૯૭૦ના દાયકાની શરૂઆતમાં આવ્યા નોડથોમબામ શ્રી બીરેન, રાજકુમાર મધુબીર, થાડજમ ઈબોપિશાક, યુમ્લેમ્બામ ઇબોમ્ચા જેમણે આધુનિક મણિપુરી કવિતાને વધુ સમૃદ્ધ કરી. એ કવિઓએ પ્રવર્તિત સામાજિક વ્યવસ્થા, ધાર્મિક આચરણ, રાજનૈતિક કારભાર, સંસ્કૃતિ, અને ભ્રષ્ટ નીતિમત્તાનો સખત વિરોધ કર્યો. તેમણે દુ:ખિત સ્વરે વખોડણું કર્યું કે ભગવાન મરી ગયો છે. ગંદાં, નગ્ન રૂપકોનો, ઘૃણિત અને ક્રોધિત લાગણીનો છૂટથી ઉપયોગ કર્યો. આવી જ જાતનાં પ્રતીકોને ચિત્રિત કરતો યુમ્લેમ્બામ ઇબોમ્ચા, થાડજમ ઈબોપિશાક અને રણજિત ડબલ્યુ. એ કવિઓ રચિત ‘સિન્ગનાબા’ (૧૯૭૪) નામનો એક કાવ્યસંગ્રહ બે ખંડોમાં બહાર પડ્યો. કવિતાના આ ઝોકને અનુસરીને ‘હમદ્રાદા હમલાકપા નોડલેઇ’ શીર્ષક હેઠળ એક કાવ્યસંગ્રહ ૧૯૭૯માં પ્રકાશિત થયો, જેના કવિઓ હતા રાજકુમાર ભૂબોનસના, મોઈરાડથેમ બોરકન્યા દેવી, કોન્જેડબામ હેમચંદ્ર વગેરે. બીજા કવિઓ પણ આ પ્રકારની કવિતા લઈને આગળ આવ્યા જેવા કે સૌગાઇજામ બ્રજેશ્વર, સાગોલસેમ ધબાલ, અબ્દુસ સહીદ ચૌધરી, સનમાચા, યુમ્નામ નયન, હાઓરોડબામ પરિમલ, ઈલાબન્ત યુમ્નામ, કોનસામ કુલધ્વજા, કોન્થૌજામ કલેન્જાઓ, થોકચોમ બિશ્વનાથ, બી. એસ. રાજકુમાર, આદિ. આ કવિઓએ કવિતાનાં જે લક્ષણો આકાર્યાં તેમાં આપણને જોવા મળે છે આધુનિકતાનો રસાસ્વાદ, વાસ્તવિક અને વસ્તુલક્ષી દૃષ્ટિકોણ તથા પ્રાસ, લય ને અક્ષરોની નકશીમાંથી મુક્તિ.

વીસમી સદીના છેલ્લા દાયકામાં ઉત્તર-આધુનિકતાનો નવો ઝોક આવ્યો. આધુનિક કવિઓની યુરોપ-વર્તી વિચારસરણીનો કેટલાક કવિઓએ વિરોધ કર્યો. નવા સાહિત્યિક મંડળ અશૈલુપ દ્વારા પ્રકાશિત ‘શૈરેડ’માં (૧૯૯૩) કવિ મેમચૌબીએ આધુનિક કવિઓ પર આક્ષેપ મૂક્યો કે તેઓ “સજાને પાત્ર છે અને પશ્ચિમના નગરજીવનનું તથા ત્યાંના બદ્ધિજીવીઓના ધોરણોનું અનુકરણ કરે છે.” આ કવિઓએ કવિતાપ્રણાલીના વિકેંદ્રીકરણ માટે પ્રયત્ન કર્યો, અને સંસ્થાનિક શાસન બાદની તેમ જ નારીવાદની વિચારસરણીની ઝુંબેશ ઉપાડી. આ કવિઓમાં ગણાય છે અરામ્બમ મેમચૌબી, બિરેન્દ્રજિત નાઓરેમ, લનચેનબા મીતૈ, સરતચંદ થિયામ, દિલીપ મયેડબમ, લૈરેન્લાકપામ ઇબેમહાલ, રઘુ લૈશાડથેમ, લોડજામ કુંજરાની, કોઇજામ શાંતિબાલા તેમ જ અન્ય કવિઓ. જેવી રીતે આધુનિક મણિપુરી કવિઓનો પોતાનો ક્રિયાશીલ દૃષ્ટિકોણ છે તેવી જ રીતે ઉત્તર આધુનિક કવિઓનો પણ નવો ક્રિયાશીલ દૃષ્ટિકોણ છે. આ નવા કવિઓની વિચારસરણીનાં ખાસ તત્ત્વો જીવન ઉપરની શ્રદ્ધા અને આશાવાદની રક્ષા છે, અને એ આધુનિક કવિઓના નકારાત્મક દૃષ્ટિકોણથી સાવ વિપરીત છે. પોતાના મનને સ્વધર્મ, સંસ્કૃતિ અને સ્થાનિક વિશિષ્ટતાઓમાં પરોવીને, પૂર્વેના ઇતિહાસ અને અત્યારના અંધાધૂંધ સમાજમાં સંતુલન સાધીને એમણે નવાં મૂલ્યો શોધવાની કોશિશ કરી છે. આ વાહિયાત લોકશાહીમાં એમણે નવા સ્વતંત્ર રાજ્યનું તૃષાતુર સપનું જોયું છે. પરિણામે, કવયિત્રીઓનાં કાવ્યો નારીવાદને અભિવ્યક્ત કરે છે, અને સ્ત્રીની સામાજિક પ્રતિષ્ઠા સુધારવાનો આગ્રહી સ્વર ઉપાડે છે. પોતાના વિચારોને વ્યક્ત કરવા આ રચનાકારોએ પુરાણકથા, દંતકથા અને લોકકથાનાં સાધનોનો ઉપયોગ કર્યો છે.

જેવા મણિપુરી કવિતામાં નવા કવિઓ આવ્યા કે તરત ઉત્તર આધુનિક કવિઓએ વિદાય લીધી. આ નવા યુવાન કવિઓમાં શામેલ છે આર. જે. મીતૈ, થૌદામ નેત્રજિત, ઈમોજિત નિડોમ્બા, ડો. ઇરુડબામ દેવેન, સોબિતા બાચસ્પતિ, રણધીરકુમાર ચેન્દ્રેમબામ, સોરોખૈબમ ગામ્ભિની, લમાબામ લીલી, ઓઇનામ ઉષારાની, ક્ષેત્રી રાજેન, નાઓરેમ બિદ્યાસાગર, અબ્દુલ હમીદ, લૌખામ નંદકુમાર અને બીજા કવિઓ. આ કવિઓનાં કાવ્યોમાં નવા શબ્દપ્રયોગો અને નવાં પ્રતીકોનો પરિચય થાય છે, અને ગ્રામ્યજીવનના વિલીનીકરણનું તથા હાલના મણિપુરી સમાજમાંથી સરલતા અને સાદાઈના લયનું આલેખન જોવા મળે છે. તેઓ જીવનના વૈશ્વિક ઉદ્દેશ તરફ ઢળે છે. આ કવિઓની નિષ્ઠા માનવીના ભગ્ન અને બાહ્રી મૂલ્યોની મર્યાદા વચ્ચે શાંત અને સ્વસ્થ અસ્તિત્વની શોધમાં કાર્યરત છે. તેમના લખાણમાં સુંદર અને નવીન કલાકૃતિનાં દર્શન થાય છે. હજી આ નવા જૂથની કવિતાનું વર્ગીકરણ થઈ શકે એમ નથી. આ પેઢી પછી આવે છે આન્ગોમ સરિતા, પશુરામ થિડનામ, લૈશરામ લેનીન, વાડથોઇ ખુમાન, રાજકુમાર કેનેબો, ક્ષેત્રીમયમ મનોજકુમાર, ટોડબ્રામ અમરજિત વગેરે. એમની કૃતિઓ આજની મણિપુરી કવિતામાં બદલાતા સમાજનું નવું દર્શન, નવો રસાસ્વાદ ઉમેરે છે. (અનુવાદ: વિરાફ કાપડિયા) **Read This in English** Click Here

⮌

## O વશમાં કરેલ હાથી અને બાળક



જાડા દોરડાથી બાંધીને
પૂરી રીતે વશમાં કરેલ એક હાથી
તમે જે લોઠકા રથમાં બેઠા છો તેને ખેંચવા જોતર્યો છે
તમે તમારું ફક્ત માથું જ રથમાંથી બહાર કાઢી
અહીં-તહીં, ચકર-વકર જોઈ રહ્યા છો.

તમે ભારે શક્તિશાળી માણસ છો- એ વાતથી અજાણ
એવાં નાના બાળકોની ટોળકી
પૈડાંને ચોટેલો ગારો ઉખેડવા
અને તેનાથી તેમનાં કપાળે ટીલાં કરવા
તમારા રથ ફરતે ઊમટી પડી છે
તમે ખુશીથી ઊછળી પડો છો.
વિચારો છો કે તમે તો આ બાળકોના મન જીતી લીધાં !
તમારું ખાતાં વધેલું તેમને આપો છો.
બાળકો અકરાંતિયાની જેમ તેના પર તૂટી પડે છે
જાણે તે તેમની માએ લાવી આપેલ બિસ્કિટ હોય.
તમારો પૂરી રીતે વશમાં કરેલો આ હાથી
એક પ્રાણી હોઈને
કોઈક દિવસ તમને છોડીને ચાલ્યો જઈ શકે છે
ઘોર જંગલોમાં- એવું સમજાતા
તમે એક જાડું દોરડું તેની ડોકમાં બાંધી રાખ્યું છે.
તમારો પાળેલો હાથી
તેની લાંબી સૂંઢમાથી
એક બાળકનાં કાનમાં એક હળવી ફૂંક મારે છે
બાળક પોતાની તર્જની ઉઠાવીને
ફક્ત પોતાનું માથું હલાવે છે
તમે આશ્ચર્યમાં ગરકાવ થઈ
પ્હોળી આંખે તેમનો આ ખેલ જોઈ રહો છો.
તમને એમ લાગે છે
કે આ કોઈ નૃત્ય થઈ રહ્યું છે.

**O શરતચંદ થિયામ**
**O અનુ. યોગેશ વૈદ્ય**

(બિજોયકુમાર તયેન્જમ ના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** **Click Here**



Kosygin Leishangthem



## o ગલૂડિયું

રોજ રાત્રે બાળકો સૂઈ જાય એ પછી
હું એમની મા સાથે વાતો કરું છું.
‘આપણે આ કૂતરાં, શિયાળ અને વાંદરાઓ સાથે બચોળિયાં બનીને કઈ રીતે રહી શકીએ ?
મારે તો કદાવર મોટા વાઘમાં તબદિલ થવું છે.’
ઉત્સાહપૂર્વક, પ્રેમાળ નજરે મારી સામે જોતાં એ હસી, છોકરાંઓની રંગીન પેનો બહાર કાઢી,
હસતાં હસતાં એણે મારાં બધાં કપડાં કાઢી નાંખ્યાં,
પછી મારી છાતી, પેટ, ચહેરો, આંખો–
એમ આખા શરીર પર જાત જાતનાં રંગીન પટાઓ અને આકારો ચીતર્યા.
એનું સૂતરાઉ ઓઢણું કાઢી એણે એક પૂંછડી પણ બનાવી
અને હળવેથી કહ્યું, ‘કાલે સવારે ઊઠીએ ત્યારે મોટા વાઘની જેમ છલાંગ મારજે.’
મારી કાનની બૂટ પર ચૂમી ભરી, જેની નીચે કશું વસ્ત્ર નહોતું એવા એના ચણિયાની નીચે મને ઢાંકી દીધો.
કોઈ યોગીની જેમ આખી રાત તપ કરતો હું એ હુંફાળાં ઓછાડ નીચે સૂઈ રહ્યો.
સવારે જાગીને મેં એ કપડું મારા ચહેરા પરથી હટાવ્યું.
હાશ! મારી ઇચ્છા પૂરી થઈ.
મેં મારી દેવીને મારી સામે ઊભેલી જોઈ.
આછું સ્મિત કરીને તે બોલી,
‘પ્રિય, ઘુરકાટ અને ગર્જના કર,
ને તારા સાથીદારોની જેમ જ હરણાં-સાબર પકડ.’
મારી નસો તણાઈ ત્યાં સુધી, પૂરી તાકાત લગાવી, સ્ત્રી આગળ છાતી કાઢીને ડગલાં ભરતાં
મેં ગર્જના કરી
અને પથારીમાંથી છલાંગ મારી.
પણ આ શું ?
શું થયું ?
મારા ગળામાંથી ફકત બિલાડીની જેમ
મિયાંઉ મિયાંઉ અવાજ નીકળ્યો.
મારી દેવીએ વેધક નજરે તિરસ્કારથી
મારી સામે જોયું
‘જતો રહે અહીંથી, તું મને જરાય ગમતો નથી !’
એમ કહેતાં એણે સાવરણાથી મને બહાર ખદેડી મૂકયો.
દોસ્તો, એટલાં માટે હું તમારી વચ્ચે સંતાવા માટે ભાગતો આવ્યો છું.



Devendra Hijam

**યૂમ્લેમ્બમ ઈબોમચા સિંહ**
**અનુ. મનીષા દવે**

(રોબિન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** **Click Here**



## O એક કરોળિયો વસવાટ કરવા આવ્યો છે

એક કરોળિયો વસવાટ કરવા આવ્યો છે
મારા હૃદયના ગર્ભમાં,
એક અંધારા ખૂણામાં,
જ્યાં પ્રકાશ પહોંચી શકે એમ નથી.

એક ખૂણાથી બીજા ખૂણા સુધી તાણીને
એ જાળું ગૂંથવા લાગ્યો છે,
એના રુંવાટીદાર પગોની પ્રત્યેક હિલચાલથી
મારા હૃદયમાં ગલીપચી કરતો.

અને સહાનુભૂતિવાળો માણસ હું
એને હાંકી કાઢતો નથી.
આવડું નાનું જીવડું,
એ શું હાનિ કરવાનું?
હોઠ કરડતો
ચહેરો મરડતો
હું બળતરા વેઠી લઉં છું.

એણે મારા સહેલાઈથી ઘવાતા હૃદયને
પળવારમાં એની રેશમી જાળમાં ફસાવી લીધું છે.
રોજ સવારે હું વેદનામાં ઊઠું છું.
મને તો એ વિચાર આવતાં જ ધ્રુજારી થાય છે
કે મારા હૃદયના ગર્ભમાં ઘર કરી ગયેલો આ કરોળિયો
ક્યારે મારું જીવન શોષી લેશે અને ક્યારે રહી જશે માત્ર
હાડપિંજર?

તે દિવસને સંભારીને હું ગાળ દઉં છું
જ્યારે મેં યજમાન થઈને
એને આશરો આપ્યો હતો.

મારા દિવસો લાંબા થઈ ગયા છે,
મારાં કષ્ટો તાતાં થઈ ગયાં છે.
મારી રાત્રિઓ અંતહીન દુ:સ્વપ્ન બની ગઈ છે.

રોજ રાતે હું પથારીમાં આમથી તેમ પડખાં ફેરવતો રહું છું,
રોજ દિવસે હું વેદનામાં ચીસતો રહું છું.

પ્રેમ, મમતા, સહાનુભૂતિ, દર્દ કે ધિક્કાર
મારા કોશેટામાં વીંટાયેલા હૃદયને કંઈ સ્પર્શી શકતું નથી.
અને હવે હસવાનું પણ મેં સાવ બંધ કરી દીધું છે.

**O તયેન્જમ બિજોયકુમાર સિંહ**
**O અનુ. વિરાફ કાપડિયા**

(કવિના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English Click Here**



## o વૃદ્ધાનું માટલું



એના મરણ પછી જ બધાંને
સાચી વસ્તુસ્થિતિની સમજણ પડી છે.
ગામની આ વૃદ્ધા
પાણીથી છલોછલ જે માટલું છોડી ગઈ છે
તે તો મોટી વિનાશકારી આગ બુઝાવવા માટે હતું.

કોઈ આ જાણતું નહોતું
કે એ મહા મહેનતે
છલોછલ ભરીને તેને લઈ આવી હતી
પોતાની જાતને પણ પીવામાંથી વંચિત રાખીને.

એને ખબર હતી
કે એ તેમાંથી ખોબો માત્ર પણ પીશે
તો ગામલોક બુમરાણ કરી મૂકશે,
અને એને
તેમનો શોરબકોર સાંભળવો ગમતો નહોતો.

કોઈને વિચાર આવ્યો નહીં
કે આ માટલું ઉપાડનારી વૃદ્ધા
તરસથી મરી જઈ રહી હતી
જ્યારે તેઓ સૌ પોતપોતાનું
સંભાળવામાં પડ્યાં હતાં.

કોઈએ એના હોઠ પર એક છાંટોય રેડ્યો નહીં
તે શીતલ જલનો
જેને એ ભરી લાવી હતી
સીધાં ચઢાણો ઉપરથી અનેક ડગલાં ચાલીને,
કેવલ ગામના લોકો માટે જ.

વિનાશકારી આગ જીભ કાઢીને
સપાટાબંધ પ્રસરી રહી છે,
કોણ બૂઝવશે એને?
માટલું તો લોકોએ
એને માટે લડતાં લડતાં તોડી નાખ્યું છે.
હવે નિર્મલ જલ
લાવશે કોણ ?

**o રઘુ લૈશાડથેમ**
**o અનુ. વિરાફ કાપડિયા**

(રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદ પરથી)

**Read This in English Click Here**



Devendra Hijam



## o હું અને રસ્તો

એક રસ્તો આતુરતાથી વાટ જોતો હતો.
એક શબ્દ પણ બોલી શકાય તે પહેલાં
જેવો એ આવ્યો હતો તેવો જ
મારી ભણી પીઠ ફેરવીને પાછો વહ્યો ગ્યો.
હું પણ પીઠ ફેરવીને નીચે જોતો જોતો
પાછો આવી ગયો છું, એકે વેણ ઊચર્યા વિના.
કેમ?
એકબીજાની અડોઅડ પીઠ ટેકવીને ઊભેલા અમે બે
એક દિવસ પૂરતા પણ
પરસ્પર વાત કરી શકતા નથી.

હવે તો
બીજા ઘણા રસ્તા
બની ચૂક્યા હશે
અમારા બન્નેની વચ્ચે
અમારા બન્નેની જાણ બહાર.

**o રાજકુમાર ભૂબોનસના સિંહ**
**o અનુ. વિરાફ કાપડિયા**

**Read This in English Click Here**

## o તમારું અને મારું આકાશ



હું એક કાનફટો, ગરીબ શિક્ષક છું
ગળચટી ભાષામાં કહું તો માણસ છું
સાવ નજીક મને સંભળાય છે જરીપુરાણા ચીંથરાનો અવાજ, સણકા મારતા અંગોને  બાંધતાં
અમારી દીવાલો પર રાજકારણ ધબકે છે
યુગોજૂનો સફેદો ખરી પડે ત્યારે ઓરડાના અવશેષો જ્યાંત્યાં રખડવા માંડે છે
પ્રચારમાં થાકેલા ચહેરાઓ તૂટેલા અરીસામાં ઝીલાય છે
આડોશપાડોશમાંથી આવતા લોકોને બેસાડવા માટે મારી પાસે ખુરશી પણ નથી
ગોળાની આ બાજુએ શ્રીબર અને લખીપુરની પીઠ પર મળત્યાગ કરી એ લોકો રાહત અનુભવે છે
નૌકામાં બેસી બરાક નદીને પાર કરતાં
મંદ વહેતી હવાના કારણે ઊઠતી લહેરોને જોતાં
ખખડી ગયેલી ઝૂંપડીમાં ચૂલામાંની આગ વિખેરાઈ ગઈ છે.
વિવિધ પક્ષના ફાટી ગયેલાં ચોપાનિયાં અમારા જીવન પર ચીપકી ગયાં છે
પવન જોડે ધૂળ ઊડે છે ત્યારે છૂટા પડી ગયેલા શબ્દો સાથે
જ્યાં હું અને તમે આશ્રય શોધીએ છીએ ત્યાં ઊડી પહોંચે છે

**o ઈલાબન્ત યુમ્નામ**

**o અનુ .મનીષા દવે**

( રૉબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદ પરથી)

**Read This in English Click Here**

## o મરઘીની ક્રાંતિ



મરઘીનાં ઈંડાં સેવાઈ રહ્યાં હતાં
ક્રાન્તિની ચાંચ વધુ રાહ જોઈ ન શકી
અધીરાઈમાં તેણે ખોતરી કાઢ્યાં ઈંડાં
દિવસો પૂરા થાય તે પહેલાં જ.

મરઘાંનો વંશવેલો
બની ગયો રક્તનો રેલો.

લોહીઝાણ ક્રાન્તિની પાછળ મરઘો-મરઘી દોડ્યાં
બદલાવનું મ્હોરું કાઢી-ફેંકતી
ભટકેલી ક્રાંતિ અજ્ઞાત દિશમાં દોડી ગઈ;
ક્રાન્તિ મરઘીનું યોગદાન સમજી ન શકી
પણ મરઘી
ક્રાંતિ ધબકારને પામી ગઈ.
ક્રાંતિ ગીચ જંગલોમાં પનપતી નથી
તે હોય છે લોકોના નિબિડમાં
નદી-નાળાં થઈને વહેતી.

**o સૌબામ તોમ્બા**

**o અનુ. યોગેશ વૈદ્ય**

( કવિના અંગ્રેજી અને હિન્દી અનુવાદના આધારે)

**Read This in English Click Here**



Deepak Ayekpam

## o એક કવિને પત્ર



હું પથારીમાં ચત્તોપાટ પડ્યો છું
મારી ભીતર આગ લાગી છે
એક જ્વાળામુખી ફાટવાની અણી પર છે જાણે
પણ
કોઈ અજાણ્યા કવિ માટે
આજ સુધી છુપાવીને રાખેલ થોડા શબ્દો લખી લેવા છે.

“પ્રિય કવિ,
મારો બાપ મને હંમેશાં કહેતો-
બંદૂક કલમ કરતાં બળવાન છે.
મારો બાપ હંમેશાં બંદૂક સાથે રાખતો
અને મારી માના ચહેરા પર
ગ્લાનિનાં વાદળ ઘેરાયેલાં રહેતાં.
મારો બાપ જે હંમેશાં બંદૂક સાથે રાખતો
કદી પાછો આવ્યો નહીં.
મારી મા મને પ્રેરતી કે હું બંદૂકથી રમું.
હું ટ્રિગર પર આંગળી ગોઠવી રાખીને
બંદૂકથી રમતો રહ્યો.
આંખ ઝીણી કરીને નિશાન તાકતો
મેં અનેક વખત લક્ષ્ય વીંધ્યાં છે
હું ફરી ફરીને ગોળીઓ છોડીશ
જ્યા સુધી મારા બાવડામાં જોર હશે ત્યાં સુધી
મારી માની ઇચ્છા પૂરી કરવા માટે.

કવિ ! જો
આજે હું ફૂલોની પથારી પર સૂતો છું
મારી સેજ ફૂલોથી ઢંકાયેલી છે
ફૂલો જે તેઓ આ ભૂમિના ખૂણે ખૂણાથી વીણી લાવ્યાં છે.
મારા શરીરના લોહીમાં
આ ભૂમિની બધી જ સ્ત્રીઓનાં આંસુઓ ભળ્યાં છે
તોયે આ હૈયું ઠર્યું નથી
ફૂલોથી ઢંકાયેલું છે મારું શરીર
ઘણાં ફૂલ-છોડ ઊગી નીકળ્યાં છે તેમાંથી
લોહી ને આંસુ ભળી જઈને
નવા જીવને જન્મ આપી રહ્યાં છે
હું મારી માતૃભૂમિને છોડવાનો નથી
મારા બાપની રાહ જોઈશ હું
જે બંદૂક લઈને ગયો હતો

હું ઘણી ઉત્સુકતાથી ફૂલ-છોડને અંકુરાતાં જોઈ રહ્યો
વર્તમાન જ્યાં ભવિષ્યના રસ્તાને મળે
તે બિંદુ ઓગળી ગયું છે.

હે કવિ !
આ એક સંદેશો પહોંચાડજે.
ભલે હું દેખાતો નથી,
આ ધરતીમાં ભળી ગયો છું
ઋતુઓ થઈને
આ માટીની ફળદ્રુપતા થઈને
પણ
મારા પંચમહાભૂત હજુયે રહ્યાં છે અવિઘટિત.

**o ઈમોજિત નિંડોમ્બા**
**o અનુ. યોગેશ વૈદ્ય**
( બી.એસ. રાજકુમારનાં અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English Click Here**



Kosygin Leishangthem



## o લાલ શતાવરી

ઈચાઈ નદીને કાંઠે  જડ થઈને ઊભેલું
ખાલી દેવળ ,બારણાં ભીડેલાં
ને ઘંટ કોઈના માટે ન વાગે.
દેવળ ઊભેલું શૂન્યમનસ્ક, ચૂપ.
સુક્કા વાંસની નાનકડી ઝૂંપડીઓનાં આંગણાંમાં
લાલ ગુલાબ વેરાયેલાં.
ખાલીપાની લ્હેરખી વાય
ત્યાં દિશાઓનું રખોપું કરતી દેવી
કપાસનાં ફૂલોનાં પરાણે કપડાં ઉતરાવે.  હતાશ.
દૂરનાં છાજલી જેવાં ખેતરોમાં
પહાડી ચોખાનાં કણસલાં લણાવાં બાકી છે
ત્યાં નિર્ભિક રંજાડ જંગલી સૂવર ને વાંદરાંનો.

પછી અચાનક લીલાં પાંદડાંમાંથી નીકળી આવે છે
શતાવરીના ફૂલ-ગુચ્છાઓ
પ્હેલવારકું હસતા
નિર્દોષ ને વ્હાલુંડું,  પ્હેલાંના સમય જેવું.
પણ તે એક એક કરીને ભોંય પર ખરી પડે છે સહસા
અગણિત ,લાલ રંગના બધાં.
અર્ધખીલ્યાં ફૂલોની દાંડલીઓમાં
જીવન ક્યાં ? સ્વપ્ન ક્યાં ?

શતાવરીનાં થડમાં
માતા બેઠી પર્વતીય પ્હેરવેશમાં
એકલી ને મૌન.
પાથરીને બઠેલી હાથશાળને સામે
પોતાની કમ્મરે બાંધીને
શતાવરીનાં ખરેલાં લાલ ફૂલોને વીણી વીણીને
કપડામાં વણતી જાય
તેના ડાબા હાથે તાણા ઉપાડે
અને કાંઠલાને ધબ દઈને ફટકો મારે.
ધારીને જોઉં તો મને દેખાય
લોહીના આંસુઓની ધાર
માની આંખથી વહેતી નિરંતર.

ઈચાઈની પાતળી લાલ ધારામાં
ખળ ખળ લોહી વહે ભારે ચાલે.
બાળીને કોલસો થઈ ગયેલી ફરતી ટેકરીઓ
દુ:ખની મારી ઊભી છે નતમસ્તક
વહાલી ઈચાઈને દિલાસો આપવાને અસમર્થ.

**o અરામ્બમ મેમચૌબી**
**o અનુ. યોગેશ વૈદ્ય**

(બિજોયકુમાર તયેન્જમ ના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English Click Here**





Deepak Ayekpam



## o પૃથ્વી તારું ભાગ્ય

પૃથ્વી તું હવે મૃત પશુ જેવી છે
અને માણસો છે પેટે ઢસડાતા કીડા
તારા મૃત શરીરમાં ઊંડાં કાણાં પાડી રહ્યાં છે
પોતાના સુખના અભરખા લઈને.
તારી  છાતી, તારું પેટ, તારી પૂંઠ.
અને પછી પેટે ઢસડાઈ રહ્યાં છે.
ક્યારેક ઘુંસી જાય છે કોઈ કાણામાં
પછી નીકળી જાય કોઈ બીજા કાણામાંથી
સ્વાદના ચક્કરમાં ગોબરાં શરીરે.

સડતાં જઈ
સડતાં જઈ
ઓગળી જઈને ઊડવા લાગશે વરાળ થઈ
વધશે તો બસ હાડકાં
પછી કીડાઓ નહીં પેટે ઢસડાય
ભૂલી જશે તને પણ.

**o દિલીપ મયેડબમ**
**o અનુ. યોગેશ વૈદ્ય**

(કવિના હિદી અનુવાદના આધારે)

**Read This in Hindi** Click Here

## o મસાણનો ઈતિહાસ

મસાણમાંથી ઊઠી રહેલા હાડપિંજરોના હાથ
લખી રહ્યા છે એક નવો ઇતિહાસ અમારો.

લોહીઝાણ રસ્તા પર ચાલી રહ્યા છે
ઘાયલ શરીરને લઈને લોકો.

બંદૂકના અવાજ સંભળવાના શોખીન છોકરાં
વીજળીની જ્યોત તળે ચોપડીઓ વાંચે છે.

લોક્તાલની માછલીથી પણ સસ્તા
જીવ પાસે કરાવી રહ્યા છે મસાણનાં નાટક

એક એક થર તળે
સતત ધરબાઈ રહી છે મરેલી આઝાદી

**o દિલીપ મયેડબમ**
**o અનુ. યોગેશ વૈદ્ય**

(એલ. ઈબેમહલ દેવીના હિદી અનુવાદના આધારે)

**Read This in Hindi** Click Here

લોક્તાલ : મણિપુર સ્થિત પૂર્વિત્તર ભારતનું સહુથી મોટું મીઠા પાણીનું તળાવ.



Deepak Ayekpam

## O ગ્રામ્ય કન્યા



હું મારો ચોટલો નહીં છોડું
હું છું એક ગ્રામ્ય કન્યા
ગ્રામ્ય કન્યાઓ પોતાનો ચોટલો ના છોડે
અમારા વાળની એક પણ લટ હવામાં ના વિખરાય.

હું અંધારા આકાશમાંના
ચમકતા તારા તરફ ના જોઉં,
હું છું એક ગ્રામ્ય કન્યા.
ગ્રામ્ય કન્યા
આકાશ તરફ આંખ ઉઠાવીને ના જુએ
અમારા કારણે એક પણ તારો ખરવો ના જોઈએ.

હું ના ચાલું સવારમાં
ઝાકળભીના ચરાણ ઉપરથી
અમારા કારણે ઝાકળનું એક ટીપુંય ના ખરવું જોઈએ.
અમે ગ્રામ્ય કન્યાઓ છીએ.
એક પણ સવારનું પુષ્પ
ખરીને અમારા પગ ઉપર ના પડે.
માટે જ તો
જ્યારે કોઈ પૂર્ણ ખીલેલા પુષ્પને સૂંઘીએ,
અમે ખડખડાટ ના હસીએ.

અમે  હૃદયમાં જ હસીએ-
અમારી માના વાળને ચૂલાના કોલસા વડે રંગતાં
સોનેરી ડાંગરને અને માટીને જ્યારે અમે સૂંઘીએ.
અમે ગ્રામ્ય કન્યાઓ છીએ .

**O ગામ્ભિની દેવી સોરોખૈબમ**
**O અનુ. યોગેશ વૈદ્ય**

( રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** **Click Here**







## O ચાવીઓનો ઝૂડો



આજે એક ફરિયાદ કરવી છે.
જો તમે ધ્યાન નહીં આપો તો માનીશ
કે તમે પક્ષપાતી છો.

તમે ચાવીઓનો ઝૂડો તો રાખો છો
પણ તમે દરેકને સરખે ભાગે વાપરતા નથી.
કેટલીક ચાવેઓ અતિ વપરાઈને ઘસાઈ ગઈ છે
કેટલીકને નરી ઉપેક્ષાનો કાટ લાગ્યો છે.
અમે બધી જ ચાવીઓ વાપરી શકાય તેવી હાલતમાં છીએ
એક પણ બગડીને નકામી થઈ નથી,
તમે જ અમને બનાવી છે
માટે તમે કહેવાઓ છો માલિક.

જ્યારે તમે અમને બનાવી જ છે
તો અમરી સાથે નિષ્પક્ષપણે વર્તો.
ઊંડાણપૂર્વક વિચારો,
અમારી દરેકની ખરી લાયકાતને પિછાણો.

પણ આજના દિવસે તો
એવું કંઈ જ બનતું નથી.

**O શરતચંદ થિયામ**
**O અનુ .યોગેશ વૈદ્ય**

(બિજોયકુમાર તયેન્જમના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** **Click Here**

## O મારી પત્ની પિયરમાં છે



મારી પત્ની પર્વતોથી દૂર, પિયરમાં ગઈ છે.
તણે તેના જાઈનસેમ[1]માંથી પડદા બનાવીને
ઘરની બારીઓને ઢાંકી દીધી છે.

ગઈ રાતે ચંદ્રે તેના ભરતકામમાંથી છાનું ડોકિયું કરેલું
પણ તે મને ફોસલાવી ના શક્યો
કેમકે હું ત્યારે પેલા જિદ્દી પડદામાંથી છૂટતી
મારી પત્નીની પ્રભાવી ખુશ્બોમાં કેદ હતો.

મધરાત અને મળસ્કા વચ્ચે ઘણી વખત
સપનામાં એક ખુલ્લું બારું આવ્યું
ખારી હોડીઓનાં મોજાંઓને
પોતાના સળગતા મુખથી ગળી જતું.

પણ સવારે ઉત્તરનો પવન
મારી પત્નીએ ઢાંકેલાં પડદા સાથે છેડછાડ કરે ત્યારે
મને ડૂબી મરેલા ચાંચિયાઓની દયા આવે છે
આ છાકટી કામાતુર રાત સામેની તેમની હાર માટે.

પછી મને સમજાય છે
કે તેમને જરૂર છે એક સમર્પિત કવિની
આ ઉત્પાતને શમાવવા,
જે આ તોફાની સમુદ્રના દુ:ખદાયક ચીરાઓ પર
પોતાના સાચુકલા શબ્દોનાં લોહીછાટણાં કરી આપે.

પડોશીઓ
મારા એકાંતવાસ અને ક્ષેમકુશળના
ઔપચારિક ખબર પૂછવા આવે છે.
પણ તેમની ચાંપતી નજરની કાળજીમાંથી છતા થતાં
હોંશિયારીપૂર્વક છુપાવેલા કટાક્ષ
મને હબસીઓની સાંભળીલી વાર્તાઓની યાદ અપાવે છે-
ધમકાવેલ પત્નીઓ દ્વારા થતી યુક્તિઓની વાર્તાઓ.

એ પહેલાં કે
કાળાં વાદળ સુતેલા ઘુવડને પ્રેમ-આમંત્રણ આપી દે,
એ પહેલાં કે
ઘરડો કાગડો પીળાં દાંતિયાં કરી શાપ આપી દે,
મારે અબઘડી પર્વતોની પાર દોડી જઈને
તેને ઘરે પાછી લઈ આવવી પડશે
નહીંતર આ સમય
આ બદલી ગયેલા તારીખિયામાંથી
મારા જીવનના બધા જ દીવસોને
ફાડી નાખશે.

મારી પત્ની પર્વતોથી દૂર, પિયર ગઈ છે.

**O ઈબોહલ ક્ષેત્રિમયમ**
**O અનુ. યોગેશ વૈદ્ય**

(કવિના અંગ્રેજી અનુવાદના આધારે)

૧ જાઈનસેમ = ખસી સ્ત્રીનો પહેરવેશ.

**Read This in English** **Click Here**



Deepak Ayekpam

## O હંસપદિકા



હંસપદિકા ! મારે તારો મૃત ચહેરો જોવો છે
હંસપદિકા ! તારું ગાયન બંધ કર
જો કે ગીત જેવું તો કશું રહ્યું નથી
લોકોને મન તો નાનકડું, સાદું ગીત છે આજે.
કાલે ઊઠીને કોઈ તારા વિક્ષુબ્ધ આત્માના વિલાપને
ગીતની સંજ્ઞા આપી દે તે પહેલાં, થોભી જા,
વીજળીના તાર પર
ચામાચીડિયાની જેમ લટકી
કોહવાઈ જતી, ભરભર ભુક્કો થઈને ખરતી રહેતી
એ લોકોનાં મસ્તિસ્ક પર
જે લોકો માને છે કે તારો વિલાપ એ ગીત છે
હંસપદિકા !
તારું ગાયન બંધ કર હંસપદિકા !
મારે તારો મૃત ચહેરો જોવો છે.

**O ગામ્ભિની દેવી સોરોખૈબમ**
**O અનુ. યોગેશ વૈદ્ય**

(રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** **Click Here**

## o હું ભારતીય ગોળીથી વીંધાવા માંગું છું



મને ક્યારનાય સમાચાર મળ્યા છે કે તેઓ મને શોધે છે; સવારે, બપોરે, અને રાત્રે.
મારાં બાળકોએ મને કહ્યું; મારી પત્નીએ મને કહ્યું.
એક વહેલી સવારે તે પાંચેય મારા બેઠકખંડમાં પ્રવેશ્યાં: અગ્નિ, જલ, વાયુ, પૃથ્વી અને આકાશ.
આ નામ છે એમનાં.
તેઓ માણસને સર્જી પણ શકે છે અને મન થાય તો મારી પણ નાખે.
તેઓ શક્તિના અવતાર છે, મનચાહ્યું કરતાં રહે છે
હું પૂછું છું, 'મને ક્યારે મારી નાખવાનાં છો ?'
તેમના આગેવાને જવાબ આપ્યો: ' હમણાં જ, અમે અબ્બીહાલ જ મારી નાખીશું.
આજની ઘડી ખૂબ શુભ છે. ભગવાનને યાદ કરી લે. તેં નાહી લીધું છે ને ? આજે જમ્યો ?'
'તમે મને કેમ મારી નાખવા માગો છો ? મારો ગુનો શું છે? મેં શું પાપ કર્યાં છે?' મેં ફરી પ્રશ્ન કર્યો
'તું કચરાપટ્ટી અને રોદણાં લખનારો કવિ છે ? તારી જાતને દૃષ્ટા માને છે, અદ્ભુત શક્તિઓ છે તારી પાસે ?
કે પાગલ છે તું ? આગેવાને પ્રશ્ન કર્યો
'હું જાણું છું કે પહેલા બેમાંથી તો એકેય નથી. પણ છેલ્લી બાબતે કશું કહી શકું એમ નથી.
હું મારી જાતે જ કઈ રીતે કહી શકું કે મારું ખસી ગયું છે !'
આગેવાન બોલ્યો: ' તારે જે બનવું છે એ બન. અમને એનાથી કોઈ મતલબ નથી. અમે હમણાં જ તને મારી નાખીશું. અમારું ધ્યેય છે માણસને મારી નાખવાનું.'
મેં પૂછયું: 'તમે મને કઈ રીતે મારી નાખશો? ચપ્પાથી મારશો ? કે પછી ગોળીએ દેશો ? કે પછી છૂંદી નાખશો ?'
'અમે તને ગોળીએ દેશું.'
'તમે કઈ પિસ્તોલની ગોળીથી મને ઠાર કરશો? ભારતીય કે પરદેશી ?'
'પરદેશી- જર્મની, રશિયા કે ચીનમાં બનેલી. અમે ભારતમાં બનેલી પિસ્તોલ નથી રાખતા. સારી પિસ્તોલની વાત જવા દો, ભારતને તો પ્લાસ્ટિકનાં ફૂલો બનાવતાં પણ નથી આવડતું. જ્યારે એમને પ્લાસ્ટિકનાં ફૂલો બનાવવાનું કહેવામાં આવે ત્યારે ટૂથબ્રશ ધરી દે છે.'
મેં કહ્યું ' તો એ તો સારી વસ્તુ થઈને ? સુગંધ વિનાનાં પ્લાસ્ટિકનાં ફૂલો શાં કામનાં ?'
આગેવાન બોલ્યો: 'કોઈ પોતાના બેઠકખંડને સુશોભિત કરવા ફૂલદાનીને ટૂથબ્રશથી તો ના સજાવે ને ?
સજાવટ પણ જિંદગીનો એક ભાગ છે.'
'એ જે હોય તે, તમે મને ગોળીએ જ દેવાના હો તો એ પિસ્તોલ ભારતીય બનાવટની જ હોવી જોઈએ. હું પરદેશી ગોળીએથી વીંધાવા માગતો નથી. તમે જાણો છો કે હું ભારતને કેટલું ચાહું છું ! '
'આ કદાપિ શક્ય નથી. એ ઇચ્છા પૂરી થઈ શકે એમ નથી. ભારતનું તો નામ પણ લેતા નહીં અમારી આગળ.'
આટલું કહીને તેઓ મને માર્યા વગર જ જતા રહ્યા, જાણે કે તેમણે કશું કર્યું જ નથી.
કઈ રીતે મરવું એની મારી ચીકણાશમાં મને એમણે જીવતો જવા દીધો.

**o થાડજમ ઈબોપિશાક સિંહ**
**o અનુ. મનીષા દવે**

(રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે)

Read This in English Click Here



Deepak Ayekpam

## O જ્યારે તમે પાછા ફરતા નથી

જ્યારે તમે વતનની ટેકરીઓ તજી જાવ છો
ત્યારે શિયાળો વીતેલા બધા શિયાળાઓની
યાદ માત્ર બની જાય છે, અને ખોઈ દીધેલા બધા પ્રેમની;
વૃદ્ધ અને અશક્તની કાળજી રાખનાર કોઈ રહ્યું નથી.
બંધ થઈ ગયા છે દરવાજા બધાં રુગ્ણાલયોના.

પર્ણો ઋતુના રસાયણનો પ્રત્યુત્તર આપતાં નથી.
હૃદય ખેડ્યા વિનાનું પડી રહ્યું છે
શિયાળુ વરસાદની અપેક્ષામાં. ધરિત્રી
ફરીથી બિડાઈ ગઈ છે સ્ત્રીની જેમ
જ્યારે તમે પાછા ફરતા નથી, અને સપનાં
કાટમાં બદલાઈ જાય છે, કળાને
કોળવી શકતી નથી તરુણી અને વારુણી. માત્ર
વાસના ફૂટી નીકળે છે રાતની ડાળીઓ પર, અને માણસો
જુગુપ્સિત મુખવટા પહેરી લે છે,
વન્ય ગુલાબનો પમરાટ ખોવાઈ જાય છે, અને ફક્ત
બજારુ ફૂલો વેચાણ પર મુકાય છે.

કવિ એનું રૂપક ગુમાવી બેસે છે
જ્યારે તમે પાછા ફરતા નથી, અને એ
માત્ર પુનરાવર્તી પાઠ કર્યા કરે છે
સમયના ત્રાસદાયી અંકગણિતમાં.
જગત મને સુખી તરીકે ઓળખતું હતું
જ્યારે મારી ઉપર તારો સ્વાસ્થ્યકર હસ્ત હતો
અને હવે એ મારા અવસાદને અવગણે છે કારણ કે
તું નથી. સૂર્ય-હીણા રાજ્યમાં
પોતાનો નદીપથ ખોઈ બેસતાં
કલકલ કરતી નદી ચૂપ થઈ જાય છે.

જ્યારે તમે વતનને તજીને તડીપાર કરો છો
ત્યારે તારણહાર સમા તરુણો સિદ્ધાંતોને છેહ દે છે,
અને એમની આંખોમાં કોઈ દેશદાઝ દેખાતી નથી.
વિદ્યાર્થીઓ નવા આવેલા દેશભક્તને માટે
ગળું ફાટી જાય ત્યાં સુધી સડકો પર જયઘોષ કરે છે.
જમણેરી અને ડાબેરી બન્નેય સમાનાર્થી થઈ ગયા છે,
અને પ્રજાજનો ફક્ત ધુતારાઓને હાર પહેરાવે છે.
ભગવાનનો માણસ
માત્ર પ્રાર્થનાની પાખંડી વિડંબનાનો પાઠ કરે છે,



Devendra Hijam

ગરીબો નાગા અને થથરતા રહે છે જ્યારે ઉપદેશકો
હૂંફમાં હૃષ્ટપુષ્ટ થાય છે. જ્યારે તમે
પાછા ફરતા નથી, ત્યારે અવાવરુ પાણી
આપણા માનસમાં સર્પોનું સંવર્ધન કરે છે, ટેકરીઓ પર
બંદૂકમારો પડઘાય છે, અને બારીઓમાંથી
જરેનિઅમને બદલે ગોળીઓ ફૂટે છે. જ્યારે તમે
લોહીતરસ્યા શુદ્ધીકરણ પછી પાછા ફરતા નથી,
ત્યારે લચી ગયેલા ધ્વજ ફરતે માખીઓ ટોળે વળે છે.
અને સમયનો
બાર્બવાયર આપણને ઘેરી લે છે
જેવા આપણે પ્રવેશીએ છીએ
ખૂન-યુગમાં.

જ્યારે તમે વતનની ટેકરીઓ તજી જાવ છો,
ત્યારે હું ફક્ત આ જ વાતો કરી શકું છું —
ખોવાયેલા સમયની
તથા વિષાદ અને લોહીની. અને હું આ શિયાળુ
કાગળો લખું છું, ટેકરી પર
પાછા ફરવાનું સૂચન કરતાં, આ રાખોડિયાં
પાનો પર પાઠવું છું પમરતો પરમ આનંદ,
કેમકે એ મારું ઘર ક્યારનો તજી ગયો છે.

**O રૉબીન એસ. ન્ગાડગમ**
**O અનુ. વિરાફ કાપડિયા**
(કવિના અંગ્રેજી અનુવાદના આધારે)

Read This in English Click Here

## O પહાડ પરનું ગામ



જ્યાં પર્વત અને આકાશ મળે છે ત્યાં,
કોઈ પંખીએ એની ચાંચમાં આણીને અહીં મૂકેલું,
હૃદય સુધી પહોંચતાં
ડુંગરવાસીઓનાં ગીતોથી ગૂંજતું
આ પહાડ પરનું ગામ,
આ રક્તસીંચી જમીન
એ લોકો છોડી દેવા માગે છે.

ધીમે ચાલતા ગામવાસીઓને બારી બહારથી અડીને જતાં વાદળ,
નજરમાં વ્યાપ્ત
ટોચથી તળેટી સુધી
ઘરોની હારમાળા,
જંગલમાં ખોવાઈ જતા રસ્તા.
એ લોકો ત્યજીને જવા માગે છે આ ગામ
બીજી ધરાના સ્તન તરફ.

જંપવા નથી દેતા એ લોકો આમને
ન જમવા, ન કામે જવા.
વારંવાર આવે છે
બોમ્બ અને બંદૂકો લઈને,
પીડા પહોંચાડવા, મારી નાખવા.
ગિટારના થરથરતા તાર
સુકાઈ ગયેલાં પહાડી ગળાં.

બેપરવા વાદળો
આવે છે
પહાડી કન્યાઓની પાંપણ ભીંજવવા
ચૂપચાપ,
એકધાર્યાં ડગલાં ભરી.

વાંસની ઢોચકીઓમાં
પહાડી ઝરણાંમાંથી પાણી ભરી લાવી
કોતરો ચડે છે યુવાન વહુઆરુઓ.
તરસથી તરડાયેલા એમનાં બાળકોના હોઠ.
મમ્મી આવી ગઈ છે બેટા, રડ નહિ. થોડું પાણી પી,
જો હું રડું છું ?

પર્વતની ટોચે તારાની બિન્દી
એપ્રિલ લાવ્યો છે મોસમી પવનો
વાદળની સવારી લઈ
ઉફાણે ચડેલું આકાશ,
પહાડના ઢાળ પર અગ્નિશિખાઓ
બંદૂકધારીઓના આગ સંકોરવાના સળિયા.

મરણશીલ શરીરને હૃદય આપીને
પ્રેમ બધું નિચોવીને મસળી નાખે છે.
એ લોકો છોડી જવાના છે આ ગામ
જીવવા માગતા ગામવાસીઓ
ધીમી ગુસપુસ કરે છે.

અધીરી નજર પહોંચે છે
આ છેવાડાના ગામની વચ્ચોવચ
એક જગાએથી બીજે
ઘર વસાવવાની ગામની આ રીત
પહાડની ટોચે, દેવળના મિનારે
ઊડી આવતાં પંખી, માળો બદલતાં
ચોમાસું વીત્યે એ ક્યાં પાછા ફરશે?

ઝુકેલું આકાશ દૂર દેખાતાં પાસેનાં શિખરને સ્પર્શે.
ધરતી સૂઈ ગઈ છે.

**O ઈલાબન્ત યુમ્નામ**
**O અનુ. સુહાગ દવે**

( રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદ પરથી)

**Read This in English Click Here**



Deepak Ayekpam

## o આંખ



સામેના અરીસામાં જોયું તો
તો દેખાઈ આંખોની બે જોડી
એક જોડી મારા બાળકની બે આંખોની
અને બીજી જોડી મારી પોતાની.
જ્યારે તે હસ્યું
મારા બાળકની કીકી ફરતે
પરોઢિયાના સૂર્યકિરણોની રેખાઓ ઊછળવા લાગી
બહુરંગી ફૂલો ઝૂલવા લાગ્યાં
બગીચામાં ઝૂલે તેમ.
પણ
મારી પોતાની આંખોમાં જોયું
તો ધ્રાસ્કો પડ્યો.
માણસજાતમાં વિશ્વાસ કરવાની ,હૃદયપૂર્વક પ્રેમ કરવાની
અસમર્થતાના રક્ત-બિંદુઓ
દુશ્મનનાં શરીરનાં અંગ-ઉપાંગો બની ગયાં.
ધારદાર છરો હાથમાં સજ્જડ પકડીને
મારી કીકી વચોવચ કોઈ ઊભું છે.
ભારે તિરસ્કારભારી નજરે તેણે મારી તરફ જોયું.
ભયનું લખલખું પસાર થઈ ગયું મારામાંથી
જાણે મને સાત ટુકડામાં વેંતરી નાખી હોય.
હું આ ઓથારમાંથી બહાર આવી
અને
મારા બાળકની આંખોમાં જોયું
તો તની પાંપણોમાં આશા અને મહત્ત્વાકાંક્ષાનાં લોઢ
ઊછળતાં કૂદતાં હતાં
મારી આંખોનાં આંસુઓએ દૃઢ પ્રયત્ન કર્યો
હૃદયની બધી જ પીડાઓને શાતા આપવાનો.

### o મોઈરાડથેમ બોરકન્યા દેવી
### o અનુ. યોગેશ વૈદ્ય

(બિજોયકુમાર તયેન્જમના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** **Click Here**



Deepak Ayekpam



Devendra Hijam

## o મને પૂછશો નહીં

ઉઘાડપગી ચાલી છું
ધીમે ધીમે, સંભાળી સંભાળીને
પગતળેના ઘાસને સ્હેજેય નુકસાન ન થાય
પૃથ્વીને પગલાં પડ્યાંની સંવેદના પણ ન થાય તેમ.
શામાટે ?
એ ન પૂછશો.
હું ફક્ત ચાલી.
કઈ દિશામાં ?
 - એ પણ નહીં કહી શકું.
સર્પની જેમ નીચી ડોક ઘાલી ચાલતા રસ્તા પર
રસ્તાની સપાટીને સ્પર્શીને સરકી છું.
પગ કાંટાઓમાં ફસાયેલા.
હું ચાલી રસ્તા પર
ધીમે ધીમે, સંભાળી સંભાળીને
ક્યારેક ધૂળિયા મારગ પર
અથવા સિમેંટ-કોંક્રિટના પાકા રસ્તા પર.
અથવા ક્યારેક ઘાસિયા મારગ પર.
શા માટે ચાલી ? –અત્યારે ન પૂછશો મને.
કેમકે
મેં મારા કાનને ધરતીનાં હૃદય પર મૂકી રાખ્યા છે
તે મને કશુંક કહેવા તલસી રહી છે..

### o ગાંભિની સોરોખૈબમ
### o અનુ. યોગેશ વૈદ્ય

(કવયિત્રીના અંગ્રેઅજી અનુવાદના આધારે)

**Read This in English** **Click Here**



Kosygin Leishangthem

## o ટપાલ

આ એક પોસ્ટ ઑફિસમાં
ટપાલો આવી છે
આવતી રહી છે સતત.

આ ચપોચપ બીડેલાં પરબીડિયાંમાં
શું લખ્યું છે?
શાની ખેપ લઈને આવી છે આ સહુ?

કોઈ એક ટપાલ બીજીને ઓળખતી નથી
સાવ થોડોક જ સમય સાથે રહીને
સહુ પોતપોતાના સરનામે પહોંચી ગઈ છે.

બીજી અનેકને લવાઈ રહી છે
તેઓ એક બીજાના મનને વાંચ્યા વગર.
રાહ જુએ છે રવાના થઈ જવાની.

**o બિરેન્દ્રજિત નાઓરેમ**
**o અનુ. યોગેશ વૈદ્ય**

Read This in English Click Here

## o યોદ્ધો



હું કર્ણ છું
અથાકપણે લડતો.
કદાચ આ કુરુક્ષેત્રનું યુદ્ધ છે
મારા અને મારી નિયતિ વચ્ચેનું.

મારી વિરુદ્ધમાં કોઈ સેના નથી પાંડવોની
કે નથી કોઈ વચનબદ્ધ અર્જુન ઊભો એ તરફ
ક્યારેય પાંડવો તરફ વેરભાવ રાખ્યો નથી
કે ન્હોતો કદી હું કૌરવોનો મિત્ર.
હું ફકત યુદ્ધ લડી રહ્યો હતો.

હું કવચ કુંડળ સાથે જન્મ્યો ન્હોતો
કોઈ છદ્મવેશી ઇંદ્ર મારી પાસે આવ્યો ન્હોતો,
કોઈ પાંચ પુત્રોની જનેતા રડતા ચહેરે સામે આવી ન્હોતી.
છતાંય મારા અંગૂઠા અને તર્જની ઉપરાંત
મારા હાથ અને પગને પણ
વેરવૃત્તિથી આંચકી લેવાયા હતા.
મને દહેશત છે, હું અલિપ્ત થઈ ગયો છું બધાંથી
મેં સ્વીકારી લીધું છે કે
મારામાંનો યોદ્ધો શાંત પડી ગયો છે.

આજીવન કોઈ બ્રાહ્મણની ગાયને મારી નથી
ક્યારેય છેતર્યા નથી મારા ગુરુને
મારા રથનાં ખીલા સાબૂત જ છે.
મે હાર માની જ નથી.

હું જરૂર મરીશ એક દિવસ
આ નૈતિકતાની કઠોર ભૂમિ પર
પણ તે મારી હાર શા માટે ?
ફકત યુદ્ધમેદાનમાં મરી જાઉં એટલે ?
મરી શકવાની ક્ષમતા કેળવવી એ જ વિજય છે.

હું લડતો રહીશ
લેશ માત્ર પાછી પાની નહીં કરું
આ મારા અને મારી નિયતિ વચ્ચેનાં કુરુક્ષેત્રમાં.

**o બિરેન્દ્રજિત નાઓરેમ**
**o અનુ. યોગેશ વૈદ્ય**
( કવિના અંગ્રેજી અનુવાદના આધારે)

Read This in English Click Here

### o પાછા ફરવાની રાહ



મૂંગું મંતર
પથ્થરનું પૂતળું
મારા પાછા ફરવાની રાહ જોતું રહે.

હું જ્યારે પણ પાછો ફર્યો છું
રાતના અંધારાનો ચુસ્ત પહેરો હોય મારા ફરતે.

પથ્થરના પૂતળાના મોઢે ગયો
તેની પડખે ઊભો
ને કહ્યું -હું પાછો આવી ગયો છું.
અનિમેષ નજરે મારી રાહ જોઈ જોઈને
બિડાવાનું ભૂલી ગયેલાં તેનાં પોપચાંને
બીડવાની કોશિશ કરી
પણ તે ના બિડાયાં. .

પેલા રાતના અંધકારે ઇશારો કર્યો.

ને હું ચાલી નીકળ્યો છું
આ પથ્થરના પૂતળાને
હું બીજી ખેપમાંથી પાછો આવું તેની રાહ જોતું
એકલું છોડીને.

**o શરતચંદ થિયામ**
**o અનુ .યોગેશ વૈદ્ય**

(રૉબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે)

Read This in English Click Here









### o પ્રેમ

તારા એક પડછાયાએ મારી નાંખી તારી માને
લાત મારી મારીને
જ્યારે તારો નાનો ભાઈ હતો તેના ગર્ભમાં
અને કહ્યું:
પ્રેમ કરું છું માને ,ખરેખર પ્રેમ કરું છું

તારા બીજા પડછાયાએ મારી નાખ્યાં
ભાઈ-બહેનને ગોળીઓ વરસાવીને
અને કહ્યું:
હું ભાઈ-બહેનને પ્રેમ કરું છું ,પ્રેમ કરું છું ખરેખર.

આજે
વળી તારો એક પડછાયો આવ્યો મારી સામે
ભરેલી પિસ્તોલ લઈને હાથમાં
અને કહેવા લાગ્યો:
હું તને પ્રેમ કરું છું ,પ્રેમ કરું છું ખરેખર

ભયભીત છું હું
ખરેખર ભયભીત
તારા આ પ્રેમથી .

**o એસ. લનચેનબા મીતૈ**
**o અનુ. યોગેશ વૈદ્ય**

(સિદ્ધનાથા પ્રસાદનાં હિંદી અનુવાદ પરથી)

Read This in Hindi Click Here

## o સ્વપ્નની વારતા



આવું સપનું બીજું તો કોણ જોશે?
શરૂઆતમાં ઓથાર જેવું પણ મઝાનું.
અમારા અંધારિયા ઘરમાં
ફરસ પર
બાળકોના મૃતદેહો પડયા છે.
આંતરડા બધા બહાર,
જાણે સડક પર છૂંદાઈ ગયેલા ઉંદર.
સાવચેતીથી લાંબા ડગ ભરું છું
છતાં દદડેલાં લોહીથી મારાં તળિયાં ચીકણા થયા છે.
બહુ જ સાવધાનીથી, ભારે પ્રયાસથી
દરવાજો ખોલીને હું બહાર નીકળું છું.
મારી સામે પથરાયો છે ખોલી દીધેલો લાંબો રસ્તો.
ઝાંખાં, ધૂંધળાં, આઘે લોકો પણ ચાલે છે
બંદૂકનાં નાળચાં રસ્તાની બેઉ બાજુએ હારબંધ ડોકિયાં કરે છે.
ખેતરના, ચરિયાણના ખૂણેખાંચરે પણ
બંદૂકનાં મોઢિયાં.
એક નાળચું મારા ગાલ પર
બીજું હોઠ નજીક
કોઈ ચિલ્લાય છે' :ફાયર'!
આહ !એમણે ગોળીબાર ચાલુ કરી દીધો છે, મને ગોળી લાગી છે.
મારા ગાલ પર એક અથડાઈ.
આ શું?
કોઈ યુવતીનો હાથ ફરતો હોય એવી સુંવાળપ.
કેટલું સારું લાગે છે, ગોળીએ વીંધાવું?
મારા મોંમાં ઘૂસી ગયેલી ગોળી પણ નરમ દ્રાક્ષ જેવી લાગે છે.
હું બૂમ પાડું છું–દ્રાક્ષ જ ગોળીઓ હોય તો
મને વારંવાર ગોળીએ દો.
'ફાયર'!
જૂનના સૈલાબ જેવું
એમનું સતત ગોળીઓ છોડતાં રહેવું.
મારી સામે ટેકરા થયા છે–દ્રાક્ષ, બદામ, કિશમિશ.
મઝા આવે છે.
બંદૂકના ધડાકા મઝાના છે.
વાંસળી, સિતાર, વાયોલિનના શાતા પમાડતા સૂરો છે.
એની મઝા વર્ણવવા મારી પાસે શબ્દો નથી.
બંદૂકના નાળચામાંથી ફૂલોની ઝડી–અનેક રંગો.
હળવો પવન વહેવા માંડ્યો છે.
કુંવારા સોના જેવો તડકો ખીણડૂંગરમાં વહી નીકળ્યો છે.
વનસ્પતિની ગંધથી સભર વાળ,
આનન્દથી છલકાતાં ચહેરા–
યુવતીઓના ઝૂંડ
ચાલવા માંડયાં છે ખુશખુશાલ યુવાનોની પહેલાં.
વડીલો પણ
જાણે લગ્નમાં જતાં હોય એમ
મહાલવા નીકળ્યા છે.
હટાણે જતી સ્ત્રીઓ પરસ્પર અભિવાદન કરે છે.
અને હસે છે એક સાથે.
આ કેવળ સ્વપ્ન છે.
હું જાણું છું કે હું ઊંઘમાં છું.
છતાં મારે હજી ઊઠવું નથી.
આવું સ્વપ્ન બીજું તો કોણ જોશે?

**o યુમ્લેમ્બામ ઇબોમ્ચા**
**o અનુ. મનીષા દવે**

(રૉબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English Click Here**



## ૦ પહેલો વરસાદ



પહેલો વરસાદ મે મહિનાના પહેલા કાગળની જેમ
ડુંગરની વસ્તીમાં સમાચાર લાવે છે.
કરાડની ધાર પર રહેલાં ઘરોની જેમ વળગીને
હું દેશવટામાં જીવ્યો છું
મારા ગરીબડા બાલપણ કરતાંયે વધુ દિવસો.
હજી હું પંદર વરસનો વલખાં મારતો કિશોર હતો
ને સ્વદેશના મારા અગમદર્શી લોકોને છોડી ગયો,
લોકો જેમણે આતંક, ડ્રગ, અને એક સંસ્કારી મહામારી
બાળકોને સોંપી દીધાં હતાં.
ભૂલી જવું અને ખુશ થવું એ વધારે સારું
કે યાદ રાખવું અને દુ:ખી થવું?
કેવળ આટલું જ
કે એક મૂરખ છોકરો પુખ્ત થવા થોભી નથી શકતો,
શિયાળાને ચાહે છે, અને કવિતા લખવા ગૃહત્યાગ કરે છે .

હૉલકાસ્ટ એક માપદંડ બની ગયા પછી
કોઈ પ્રજાને અપરાધી ઠરાવી સજા કરવાનું,
તથા સંસ્કારિતા અને હત્યાને સાથોસાથ રાખવાનું
સંભવિત બની ગયું છે.
જો હું તમને કહું કે કેવી રીતે શિશુઓને
તેમની માતાની છાતી ઉપરથી ઠાર કરવામાં આવ્યાં છે
તો તમે એને કવિના હૃદયનો અતિશ્રમ ગણીને ઉતારી પાડશો,
પણ આપણને નેતાઓમાં માનવું ગમે છે,
જેઓ રાજધાની પર જઈ ટોળે વળે છે
કેવળ અર્વાચીન ભૂવા બની જાદુમંત્ર લઈને પાછા ફરવા.

જે પ્રાણી પર વિનાશની ધમકી આવી પડે
તેને પોતાની માદા અને શાવક સારુ
એક બોડની જરૂરિઆત તો રહેવાની,
હું કંઈ જુદો નથી.
મને સવારની જરૂર છે એના ઉજ્જ્વળ લોહિત માટે,
અને મને રાતની જરૂર છે એને ઝડપી લેવા માટે.

મારો દિવસ ફરે એવો એકે દિવસ આવ્યો નહીં.
જ્યારે હું ટેકરીઓ તરફ કાન માંડું છું,
ત્યારે મારા ભૂંસાતા જીવનના સ્વરો સાંભળું છું.
વિશેષતા વિનાની સાંજે વ્હિસ્કી,
મેહદી હસન અને બિલી હૉલિડે
'સ્ટ્રેન્જ ફ્રુટ'* તરફ લઈ જાય છે .

તેઓ માર્ગો ઉપર નીકળવામાંથી
અમને રોકી શકશે, પણ અમારા વિચારોને નહીં,
અમને ગોળી મારી શકશે પણ આ હવા,
જે અમારા સાદને વહી જાય છે, તેને નહીં.

ઓ પ્રિયા, તું હજી નિદ્રાવશ છે
જ્યારે વરસાદ તો લઈ ચાલ્યો રાતને પ્રભાત સુધી.
તારા સપનામાં સૂઈ ગયા પછી હું જાગું છું
રોટલાના અને ખબરપત્રના એક બીજા દિવસમાં.

એક મરવા પડેલા સામ્રાજ્યની છેલ્લી છાવણી સુધી
મને હાંકી કાઢવામાં આવ્યો છે,
જેની યાદગારો બની ગઈ છે સ્થાનિકોની ચીજવસ્તુઓ:
કંઠી, પિયાનો, કસબની કોર ને કબરનો પથ્થર.

હું જન્મકુંડળીઓની પાછળ પડ્યો
અને મારી પાછળ પડ્યાં કેવળ આપેલાં વચનો અને
બદદુવાઓ .
એક દિવસ વીનસની પ્રેમદેવી મારી હતી, મધમીઠો આનંદ,
બીજે દિવસે શનિને રીઝવીને હું છટકી ન શક્યો.
મારી નાનકડી પુત્રીના ચહેરામાં
મને ક્ષણવાર શાંતિ મળી.
તારા મિલનની પહેલાં તો
મારાં સપનાં હજી અજ્ઞાનની સીમામાં બદ્ધ હતાં .
ક્યારેક રાતના પ્રહરે
મેં આપણા અતીતનાં બે ટીપાં મારી આંખોમાં આંજ્યાં હતાં
પરંતુ તેમણે બંધ થવાની ના પાડી.

શું બંદૂક અને ડ્રગની જેમ કવિતા પણ ચોરીછૂપીથી લઈ
જવાય?
આપણી સીમાઓ આપણે લોહીથી આંકી છે.
આપણી માતૃભાષામાં લખવા માટે પણ
આપણે નસોને કાપી નાખીએ છીએ
અને આપણી જીભ લોહિયાળ ચર્મપત્રને ચાટે છે.

હું મારા ચોરીછૂપીથી લઈ આવેલા નેરુદાને વાંચું છું
અને કદીક સુણું છું ક્ષીણ થતી સારંગીઓને
અને સ્વદેશના વિલાપતા સ્વરોને.

હું કપાઈ ગયેલાં મૂળિયાંની વેદના છું,
બેઘરનો ડર છું,
અને પૂર્વેનાં ચુંબનોનું આતુર અરમાન છું.
કહો, કેટલી જમીન જોઈએ છે મારા શત્રુને?

ઓ મારી પ્રિયા, તું મારી જિંદગીની ભુલભુલામણીમાં
શા માટે ધીમેથી લોપ થઈ ગઈ
અને મને છોડી ગઈ
ચિરકાળ પર્વત ઉપર મીટ માંડવા?

કપાઈ ગયેલાં મૂળિયાંની પીડા છું હું,
અને અહીં તો ક્યારનો આ છેલ્લો વરસાદ વરસી રહ્યો છે.
હવે મારા દેશનાં આ ચિરાયેલાં ખેતરો
અને મળસકે આંસુ સારતાં ચરાણોને છોડીને હું ચાલ્યો જઈશ.
લો, વરુઓને ફાડી ખાવા દો આપણા દિલોજાન ડુંગરો.

હું જઈશ હવે તજીને
મારા શૈશવની વાડીમાં વિકસતા વાંસને.
ભલેને ઉંદરો કોતરી ખાતા આ ચત્તોપાટ નકશો
તે મુલકનો
ક્યારેક જે મારા જનમનો દેશ હતો.

**o રોબીન એસ. ન્ગાડગમ**
**o અનુ. વિરાફ કાપડિયા**

* ‘સ્ટ્રેન્જ ફ્રુટ’ એ 1937નું બહુ જાણીતું ગીત છે જેમાં આફ્રિકન અમેરિકનોના તરુ પર ટાંગીને થતા ગેરકાયદેસર વધ સામે વિરોધ પોકારાયો છે. બિલી હૉલિડે એ ગીતની પ્રખ્યાત ગાયિકા હતી.

**Read This in English Click Here**



Deepak Ayekpam



## o શિશુ અને માતા

આજે
માતાઓ પોતાનાં શિશુઓને કહી રહી છે:
મારા ગર્ભમાં સ્થિર પડી રહેજે,
વિકરાળ યુદ્ધ મચી રહ્યું છે !

અત્યારે
શિશુઓ ગર્ભમાં રડી રહ્યાં છે
જરાય અવાજ કર્યા વિના:
મા, અમને દુનિયા દેખાડને,
અમને ઋણ અદા કરવા દે
તારા દૂધનું.

આજે
જીવિત પણ લગભગ મરેલા જેવા જ છે,
મારા મહામૂલા દીકરા,
મારા ગર્ભમાં તારી જગ્યાએ જ સ્થિર રહેજે;
અંધકાર બધું હડપ કરવા લાગ્યો છે,
ક્યાંય પ્રકાશ રહ્યો નથી હવે .

શિશુઓ
ગર્ભમાં ખસવાં લાગ્યાં છે:
મા, મને પ્રકાશ જોવો છે,
અમારો પણ અધિકાર છે આકાશના થોડાક ટુકડા પર.

હવે
શિશુઓ અને એમની માતા વચ્ચે
સ્વપ્ન અને વાસ્તવ ઉપર ઝગડો ચાલી રહ્યો છે.

**o રઘુ લૈશાડથેમ**
**o અનુ. વિરાફ કાપડિયા**

(રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદ પરથી)

**Read This in English Click Here**

## o ફક્ત એક ઇમારત



આ પાયા ઉપર એક ઈમારત ચણવી છે
જે યુગો સુધી ટકી રહે.

આખીયે જિંદગી
આ ઇચ્છા નદીના કાંઠાઓને છલકાવતી રહી છે કેવી !

ફક્ત એક ઇમારત

જીવોની આરપાર થઈને
જે આ હૈયાંઓએ, આ બુદ્ધિઓએ ઊભા કર્યા છે
તે ઊંચા અવરોધોને ચીરી નાંખીને
આ વિખવાદનાં વાદળોને વિખેરી નાખીને.

જોકે એક જ ઇમારત ચણવી છે

(પણ) જે રીતે આ એક જ ગોત્રનાં વંશજો
પોતપોતાના એકાકી રસ્તે વળ્યા છે,
જે રીતે દરેક ઝૂંપડીની વારતાઓ નાશ પામીને પણ
આ કમનસીબ કહાણીઓને આગળ વધારી નથી શકતી.

એક જ ઇમારત ચણવી છે જોકે

કેમ કરીને
જીવનનાં મોહક ફૂલોનું સૌન્દર્ય નિખરશે
પ્રેમ અને લગાવનું સોનેરી સવાર
કેમ કરીને ઊગશે
આ હૈયાંઓ અને મનના દ્વાર પર.

ફકત એક ઇમારત

હા !
સૂર્યાસ્ત પહેલાં.

**o થૌદામ નેત્રજિત સિંહ**
**o અનુ. યોગેશ વૈદ્ય**

(બી.એસ. રાજકુમારના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** Click Here



Devendra Hajim

## o શરણાર્થીની ગીતા



સવારે જ્યારે હું ચાલવા જાઉં છું
ફૂટપાથ પર
લીમડા તળેની છાપરીમાં
એક જુવાન શરણાર્થી
દરરોજ વાંચતો હોય છે શ્રીમદ ભગવત ગીતા.

એક દિવસે
મેં તેની એ ગીતા ઉઘાડીને જોઈ
- અરે ! આ શું ?
પુસ્તકનાં પાનાં ઉથલવતા જોયું તો
તેમાં ક્યાંય જીવાત્મા-પરમાત્મા
કે પાપ-પુણ્ય વિષે લખાણ ન્હોતું.
કે ન્હોતું સત્યમ્ શીવમ્ સુંદરમ્ કશે
જાણો છો, શું હતું તેમાં ?
એક રોજગાર કચેરીનું નોંધણી કાર્ડ
એક બી.પી.એલ .કાર્ડ
ઈંદિરા આવાસ યોજનામાં બંધાયેલ
મકાન-જમીનનો હક દસ્તાવેજ
મતદાર નોંધણી કાર્ડ
ઉપરાંત લખ્યુ હતું ‘ગોદાન’
એ પુસ્તક
અડધા બળેલા કુટુંબ-ફોટોગ્રાફમાં વાળીને
ગામમાં છોડી અવ્યો હતો તે
નદીથી વાંકુંચુંકું બાંધેલું.
ઉપર લખેલું એક નામ.

**o નાઓરેમ બિદ્યાસાગર**
**o અનુ .યોગેશ વૈદ્ય**

(તયાન્જમ બિજોયકુમારના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** Click Here

## o પ્રકાશ



આ ફૂલો કદીય કરમાવાનાં નથી
જે લાવી છું મંદિરના ગર્ભગૃહમાંથી
અને આ પાંદડાંમાં મૂકેલું ચિત્તફળ
આ હર્ષ-અશ્રુઓ કદીય સુકાવાનાં નથી
એ તો છે ઝરણાનું પાણી
જે હું તારા માટે લાવી છું, જે હું તારા માટે લાવી છુ.

કેટલાંય વરસો થઈ ગયાં
હુ તને શોધતી રહી

થાક્યા વગર, યાત્રાની પીડાઓ ભૂલી જઈને.
આજે આ યાત્રા અટકાવું છું.
ગર્ભગૃહ સિવાય

ક્યાંય કોઈ દૂરના પ્રદેશોમાં તને શોધતી નથી હવે.
તું અહીં જ છે, મારી આંખો સામે, મારા હ્રદય સમક્ષ.
જ્યારે હું તને ભાળું છું
મારા હ્રદયમાં ઘંટારવ થાય છે સહસા.

મારું શરીર દીવો બની જાય છે
મારું ચિત્ત દિવેલ

જિહ્વા દિવેટ બનીને પ્રજળી ઊઠે છે
ધીમેથી વિલાઈ જાય છે બધાં જ વિલાપો, પોકારો
અહંકારની સાંકળ ખૂલવા લાગે છે.
ઈર્ષાનાં વૃક્ષો ધરાશાયી થઈ ગયાં છે
બધું જ  હ્રદયથી દૂર ચાલ્યું ગયું છે.
દરિયાની વચ્ચે એક દીવાદાંડી બની ગઈ છું હું

ખેંચાઈ આવી છું ચુંબકથી
કાટ ન લાગે તેવુ લોખંડ છું હું.

**o ક્ષેત્રિમયમ સુબદાની**
**o અનુ .યોગેશ વૈદ્ય**

( કે. કુલધ્વજાના અંગ્રેજી અનુવાદ પરથી )

**Read This in English Click Here**

## o લીલું ફનેક



લગભગ તે એપ્રિલ મહિનો હતો
ગયા વર્ષનો
તેનાં લીલાં ફનેક[1]ના છેડાને
છાતી ઉપર ખોંસી લઈને, લૈપાકલૈ
વીણી વીણીને તેના ખોળામાં ભરતી હતી
પનેરવાનાં કસુંબી ફૂલ
જમીન પર ખરેલાં અહીં-તહીં.

આજે

સવારમાં જાગીને જોઉં  છું તો
આ પર્વતોમાં, આ ખુલાણમાં
આ ડાંગરનાં ખેતરોમાં, આ ઘાંસિયાં બીડોમાં
જ્યારે પનેરવાનાં વૃક્ષો
કસુંબી ફૂલોથી લચી પડ્યાં છે
લૈપાકલૈ, રસ્તાની કોરે ઊભી છે
વધી ગયેલી કાંટાળી ડાળખીઓ
તેના લીલા ફનેકનો છેડો ખેચી રહી છે.
ત્યારે તે અધીરાઈથી પૂછે રહી છે
કોણ હતા તેઓ ?
જે ભોં પર પડી ગયા
તેમના વિષે કહે.
શું દેશભક્ત હતા તેઓ ?
કે હતા ત્રાસવાદીઓ ?

**o નાઓરેમ બિદ્યાસાગર**
**o અનુ. યોગેશ વૈદ્ય**

(તયાન્જમ બીજોયકુમારના અંગ્રેજી અનુવાદના આધારે)

૧-મણિપુરી સ્ત્રીઓના પહેરવેશનો અડધો ભાગ

**Read This in English Click Here**

## o લીલી વૃક્ષટોચો અને આકાશ



એક દિવસ એકાએક
આકાશ નીચે આવ્યું
અને વધુ ને વધુ ઝૂકીને
અડકી ગયું દાદીમાની 'એકદા'વાળી વાર્તાને.

જ્યારે આકાશ નીચે ઝૂક્યું
ત્યારે ઘણાંયે વડનાં ઝાડો
અને ઘણાંયે આમ્રવૃક્ષો
તેમની લીલી ગીચ ટોચ વડે ભેદીને
આકાશની ઉપર રહી ગયાં.

જે પંખીઓએ વૃક્ષટોચે માળા બનાવ્યા હતા
અને ત્યાં આનંદક્રીડા કરી હતી,
જે પંખીઓએ દૂરથી આવીને ડાળીઓ પર આશ્રય લીધો હતો,
જે પવનલહરી ટોચ આગળ વાયા કરતી હતી,
એ બધાં વ્યથિત થઈ ઊઠ્યાં.

તેમને સૌને ચિંતા થવા લાગી,
હવે જ્યારે વૃક્ષની ટોચો આકાશને ભેદી ગઈ છે
ત્યારે તેઓ વૃક્ષની ટોચ કોને કહે ?
અને કેમ કરીને પહોંચે ટોચ લગી ?

**o રાજકુમાર ભૂબનસના સિંહ**
**o અનુ. વિરાફ કાપડિયા** **Read This in English** **Click Here**



Kosygin Leishangthem

## o રાજકારણની લહેજતનો
## વી. આઈ. પી. સૂપ



અગ્નિની ઉપર એક મોટો હાંડો મૂકો
અને પાણી ગરમ કરો.
એમાં સમાઈ શકે એટલા 'માણસો'નો ખીમો કરો.
ઉમ્મર અને લિંગ ?
વર્ણ અને પંથ ?
જાતિ અને રંગ ?
કોઈ પ્રતિબંધ નહીં.

પાણી જ્યારે નવશેકું થાય
ત્યારે 'માણસો'નો બારીક ખીમો એમાં રેડી દો.
હાંડાને વધારે ગરમી આપો
મિશ્રણ ઊકળવા લાગે ત્યાં સુધી,
અને 'પોલીસ'ના કડછાથી સતત હલાવતા રહો.

મિશ્રણ જેવું પૂરતું ગરમ થશે
કે એમાંથી વરાળ નીકળશે
યાતનાની ચીસના સિસકારા સાથે.
જેટલું તમે વધારે હલાવશો
તેટલો અવાજ મોટો થતો જશે.
તમારા કાનમાં રૂના પૂમડાં ઘાલી દો
કે ચીસ જરા દબાઈ જાય.

મિશ્રણને એમ જ થોડો વખત સીઝવો,
એ જોઈએ તેટલું ઘટ્ટ થાય ત્યાં સુધી.
પછી હાંડાને અગ્નિ ઉપરથી ઉતારતાં પહેલાં
એમાં એક ચપટી 'પોલિટિશિઅન' પાઉડર નાખો.
હવે સૂપ પીરસવા માટે તૈયાર થઈ ગયો છે.

વધારે મસાલેદાર સૂપના ચાહકો માટે
ઉપર 'રાજકારણ અને ધર્મ'નું ચૂર્ણ ભભરાવો.
ને ગરમાગરમ એ સૂપને 'પૈસા'ના વાટકામાં
વી. આઈ. પી.ઓને,
**વ**ગર **ઈ**માનના **પ્ર**માદીઓને,
ઉષ્માભરેલા સ્મિત સાથે પીરસો.

**o તયેન્જમ બિજોયકુમાર સિંહ**
**o અનુ. વિરફ કાપડિયા**
(કવિના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** **Click Here**

## o ગાંધી અને રોબોટ



ઘણા સમય પહેલાં
નહેરુ રશિયાથી એક રોબોટ લાવ્યા હતા
જે એક મિનિટમાં હજાર વાર 'હરે રામ' બોલતો હતો.
એક કલાકમાં ચરખા પર સૂતરની દસ આંટી કાંતી શકે એવો
એવો ગાંધી સરદારે બિડલા પાસેથી ઉછીનો લીધો હતો.
વિક્રમ સારાભાઈએ પ્રજાસત્તાક દિને જાહેર કર્યું કે
હું ટ્રોમ્બેમાં વિજ્ઞાનનું યાત્રાધામ સર્જીશ.
દિલ્હીના લાલ કિલ્લાનાં ભૂખ્યાં અને તરસ્યાં ગધેડાં ભૂંકે છે.
એમના માલિકો એમને 'હરિજન'ની જૂની પ્રતોના ટુકડા કરી
તેમને ખવડાવે છે.
આજે સાધુઓ જાહેરાત કરે છે:
નવા બુદ્ધ માટે
પોખરણમાં અમે પેગોડા બંધાવીશું.
ગર્વથી હું ચીખી ઊઠું છું:
શાબાશ ભારત શાબાશ.

**o થાડજમ ઈબોપિશક**
**o અનુ. મનીષા દવે**

(રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English** Click Here




## o આફ્રિકા



સુક્કીભઠ્ઠ તિરાડો.

શેકાઈ ગયેલી ધરતી પરની વિશળ તિરાડો
જેમાં ઘણાના પગ ખૂંપી ગયા
જેમાં ઘણાના પગ ભાંગી ગયા.

પતંગ ઉડાડતાં ઉડાડતાં
અમારા તરફ દોડતાં બાળકો
તિરાડોમાં પડી ગયાં.
તેમની ચીસો સાંભળી
ગેલમાં આવીને ગીધડાં ચોગમ ઊડવા લાગ્યાં.

ઊગીને ઊભી થતી છોકરીઓ
પોતાનાં પહેરેલ કપડાંને ફાડતી રહે
અને સ્વાદપૂર્વક ખાય તેને.
માથે ઊડતાં ઍરોપ્લેનને
તેઓ અપેક્ષાભરી નજરે જુએ.
જે લોકો ચાલી નથી શકતા
પોતાનું પેટ પકડીને જીવ બચાવે.
ખમતીધર લોકોની હારોની હારો
રાહ જુએ-
બોમ્બ પડવાની અથવા તો કંઈક ખાવાનું પડવાની.

તમનાં પોતાના કાનને ઉખેડી કાઢી
તેને સતત ચાવતા
અને રસ ચૂસતા યુવાનો
આ તિરાડો ફરતે ટોળે વળીને ઊભા છે.
અસંખ્ય તકલાદી જીભડીઓ
ફાટી જઈને ક્યાંય ફેંકાઈ ગઈ છે
આ આફ્રિકાના વિશાળ ભૂખંડ પર.
આ તિરાડો તો મડદાંઓથી પુરાશે.

**o શરતચંદ થિયામ**
**o અનુ. યોગેશ વૈદ્ય**

( રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે )

**Read This in English** Click Here



## o તમારી લીલી કુમળી ડાળીઓ

કહેવાય છે કે
તારા કોમળ ચહેરામાંથી દેખીતી નિર્દોષતા ઝરે છે
એક સૌમ્ય સ્મિત તારાં બે 'કમળ નયનો'માં
સ્મિત, યૌવનના  ઉમળકાથી ભર્યું ભર્યું.
મેં પણ સાંભળ્યું છે જે કવિઓએ તારા માટે લખ્યું છે.
મેં પણ વારમવાર જોઈ છે ચિતારાઓએ આળેખેલી
તારી મોહક છબી.
પણ તારા સૌમ્ય સ્મિત પાછળ ઘણી કહાણીઓ છે
તારા ચહેરા પરથી
ઉગ્ર સંઘર્ષ અને દુશ્મનાવટની છપ ઊપસે છે
વિયેતનામના યુદ્ધ, નાઝીઓની ગૅસ ચેમ્બરો,
જલિયાવાલા બાગ,
એક પછી એકમાં, અંત વગર
સામનો કર્યો છે ગોળીબારનો,
બૂટનો, બૅયોનેટનો
અને ધારવંતાં હથિયારોએ વાર્તાઓ કોતરી છે.
ભલે તારું પોચું અને કોમળ શરીર
પ્રયોગશાળાઓ માટેની નમૂના-જણસ બનીને રહી ગયું હોય
છતાં
તું ફરીને ઊગી નીકળે છે
કોમળ અને તરોતાજા, નવપલ્લવિત
ફૂલોથી લચોલચ
મીઠાં રસભર્યાં ફળોથી સ્વપ્નિલ
એક વૃક્ષમાં પરિવર્તિત થઈને.
પણ તારી લીલી કુમળી ડાળીઓને
કાળના કદાવર હાથોએ
ફરીથી લાલચુ થઈને એક-એક કરીને પકડમાં લીધી છે.
હિરોશિમા, નાગાસાકીએ
તને ભોંય-ભેગો કરવાની કોશિશ કરી છે.
મને ખબર છે  વસંત આવે છે
દ્રાક્ષ અને પીચનાં ફૂલોનો પોષાક શણગારતી.
પણ તું ઊભો રહ્યો છે.
ઊભો રહેજે થાક્યા વગર, સુખની અનુભૂતિ કર્યા વગર
તારો માયાળુ હાથ
હળવેથી હલાવતો
હોઠોમાં હળવે દબાયેલી વિખૂટા પડવાની વાત લઈને.
મિત્ર, હું તારા જીવનને જોઈ શકતી નથી
કે નથી સાંભળી શકતી તારી કહાણી

માટે હું એક કવિતા લખું છું
જે તારા ઉઘાડા શરીરને ઢાંકવા
પહેરણ બની શકે
અને મારા હૃદયના ઘાવમાં રૂઝ લાવે.

**o મોઈરાડથેમ બોરકન્યા દેવી**
**o અનુ. યોગેશ વૈદ્ય**

(તયેન્જમ બિજોયકુમાર સિંહ ના અંગ્રેજી અનુવાદના આધારે )

**Read This in English Click Here**



Devendra Hijam

## o વરસાદ વરસી રહ્યો છે



ભારે વરસાદ વરસી રહ્યો હતો
ધોધમાર વરસતો વરસાદ સર્વત્ર, નિરંતર.

શેલોઈ પર્વત
બિહામણા અને અસ્પષ્ટ  પડછાયા જેવો ધૂંધળા ચહેરે
તેની આંખોને સખત બીડીને
વર્ષાના અણિયાળા ઝાપટાંને ખમતો ઉભો હતો
લાંગોઈ પર્વત પણ મૌન ઉભો.
વરસાદ તેમના ચહેરાને ગારાથી રગદોળી રહ્યો હતો.

મેં તેમને પૂછ્યું :
આમ તે ક્યાં સુધી સહન કરશો ?
રાડ પાડી નથી શકતા ?
બૂમ પાડોને મોટેથી :
'રોકાઈ જા, વરસાદ, રોકાઈ જા!'
તેમણે કશો જવાબ ન આપ્યો
મૂંગા રહ્યા બન્ને.

પણ મારા પર આફત ઊતરી આવી.
જેઓ મારા રક્ષક હોવાના બણગાં ફૂકતા હતા
મારું ગળું ઘોટવા લાગ્યા
હું મોટેથી ચિત્કારી ઊઠ્યો
હું મોટેથી ચિત્કારી ઊઠ્યો
મને મારી નાખોમા
મને મારી નાખોમા
મારે મરવું નથી
મારે મરવું નથી
મારે આ રીતે નથી મરવું
મારે આ રીતે નથી મરવું
મારા વિલાપને કોઈએ સાંભળ્યો નહીં
કોઈએ ધ્યાન સુધ્ધાં આપ્યું નહીં
બન્ને- શેલોઈ પર્વત અને લાંગોઈ પર્વત
ઊભા રહ્યા મૌન ને અવિચલિત
વરસતા વરસાદમાં આંખો બીડીને

વરસાદ સતત વરસી રહ્યો છે
ધોધમાર ચારેકોર
ગારાથી રગદોળતો સતત

**o જોધચન્દ્ર સનસમ**
**o અનુ. યોગેશ વૈદ્ય**
(કવિના અંગ્રેજી અનુવાદના આધારે )
**Read This in English Click Here**



## o વિઘટન



એક સળંગ ડાહ્યો માણસ
વગર કહ્યે
ભાંગવા લાગ્યો તેની પત્નીને
એક પછી એક અંગ
પહેલાં હાથ
પછી પગ અને આગળ.
વિવશતા કશું બોલી નહીં
ધીમા શ્વાસ લેતી
ગરીબડી આંખે જોતી રહી.
માણસે પછી ખાનદાની બતાવી
બધાં અંગોને ફરી આડાં અવળાં જોડવા લાગ્યો તે
ડાબો હાથ જમણા હાથની જગ્યાએ
ને જમણો ડાબાની જગ્યાએ
અને આશ્ચર્ય!!!
તે એકાએક હચમચવા લાગી
હિયાંગ અથૌબા[1] થઈને
ભાંગવા લાગી એ ઘરને
જે પુરુષે તેની ઇચ્છા પ્રમાણે બાંધ્યું હતું
બધી દીવાલો તોડી પાડી
પાખંડ વડે બાંધેલી હતી જે.
બધા જ પ્રતિબંધોને ફાડી નાખ્યા
પછી તે માણસ સામે જઈ ઊભી રહી.
અને
ભયભીત થઈને
તે માણસ ભીખતો રહ્યો-
તું ફક્ત સ્ત્રી થઈને જ રહે.

**o સલામ તોમ્બા**
**o અનુ .યોગેશ વૈદ્ય**
(કવિના અંગ્રેજી અનુવાદ પરથી)        ૧-પિશાચ
**Read This in English Click Here**

## o વાત એક રાતની



ગઈકાલની પાછલી રાતે
હૈયું ચીરી નાંખતી
તીણી ચિચિયારીઓ સંભળાઈ.

દારૂગોળાની વાસવાળા, હાંફતા હાંફતા,
આવ્યા હશે પારધીઓ
જોડાં પહેરીને

પરોઢિયે,
કેટલાંય નાનકડાં હરણાંઓ
જમીન પર પડેલાં મળ્યાં
પાકીને ખરેલાં અંજીરની માફક,
છૂટા છવાયાં, નિશ્ચેષ્ટ, ઊંધા-ચત્તાં,
કપાયેલાં અંગોવાળાં.

સોંપાયાં જલ્લાદને તેઓ
વાંક ગણાવી દરેકનો
જલ્લાદે તેમને ગણ્યાં

નરકનો રાજા તો આવી જાય ગેલમાં
જયારે વધે મરતકનો આંકડો
આનંદમાં હાથ-પગ હલાવે.

જેણે શોધી કાઢ્યા'તાં આ પ્રાણીઓને,
જે પારધીઓએ કર્યો'તો આ શિકાર,
નવાજાયા ચંદ્રકોથી સહુને
ધ્વજારોહણના દિવસે.

તમસથી શરૂ થતી અને તમસમાં ખતમ
આ વાત છે એક રાતની
ઘટનાસભર, સાક્ષીઓ વગરની,
લખાયેલ રાતનાં પૃષ્ઠ પર.

(AFSPA-કાળા કાનૂનનો સંદર્ભ)

**o બુધિચંદ્ર હેઇસ્નમ્બા**
**o અનુ. નીલા કે. પંડ્યા**

**Read This in English Click Here**






## o દાણા

પંખીઓની એક ટોળી
તીણી સિસોટીઓ વગાડતી
ઊડી રહી છે મારા હૃદયમાં
ભાતભાતનાં પીંછાવાળાં અસંખ્ય પંખીઓ
દાણા ઊપર ચાંચ મારતાં
આખાયે હૃદયમાં ફેલાયેલા
તે સતત કરકોલે દાણાને
એક એક કરીને

**o ગામ્ભિની દેવી સોરોક્ખાઈબં**
**o અનુ. યોગેશ વૈદ્ય**

( રોબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English Click Here**

## ૦ સ્ત્રી



તારી આંખો, એક સવાલ,
તારી મુસ્કાન, એક પહેલી,
તારી લટકણચાલ, એક ઇશારો,
લે, જ્યાં ગમે ત્યાં દોરી જા મને.

પણ પરવાનો આપ મને વસવાનો
તારા હૃદયના ગર્ભાગારમાં.
કસીને જકડ મને તારા વક્ષ:સ્થલમાં;
એક ભંગુર ક્ષણ માટે પણ મને પરમ આનંદની ઝાંખી કરાવ,
કે મારી સ્મૃતિ જીવનભર હરીભરી રહે.

મને છોડી દઈશ નહીં, તારી કૃપા વરસાવ
મને અંદર લઈ લે,
હૂંફનો અનુભવ કરાવ.
આલિંગન દે મને
સંસારચક્ર થમી જાય ત્યાં સુધી
અને સમય કચૂડ કરતો વિરમી જાય ત્યાં સુધી.

તું અને હું સાથે મળીને
ઘડિયાળને પાછળ ફેરવી શકીએ છીએ,
પાછા લાવી શકીએ છીએ
તે हि तो गताः સરખા દિવસો,
અને જગતને કરી શકીએ છીએ પુનર્જીવિત.

હવાને બાળકોના હાસ્યથી ભરી દે
કે દુનિયા નિર્વિઘ્ન ચાલ્યા કરે –
એ કર્તવ્યથી તો આપણે બદ્ધ છીએ.

આપણે બીજું કંઈ નથી
પણ જીવનની નિરવધિ સાંકળમાં માત્ર નાના મણકા જ.
ફક્ત તારામાં જ સામર્થ્ય છે
નવા જીવનને અહીં લાવવાનું
અને સાંકળને અખંડ રાખવાનું.

મને ઉપયોગી બનાવ;
તારા બાહુમાં વસાવ;
પૃથિવીલોકને પરચો બતાવ
તારી રહસ્યમયી શક્તિનો !

**૦ તયેન્જમ બિજોયકુમાર સિંહ**
**૦ અનુ. વિરાફ કાપડિયા**

(કવિના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English Click Here**

## ૦ નિ:શસ્ત્ર



મા,
જ્યારે હું તારા ગર્ભમાંથી બહાર આવ્યો
ત્યારે મને કોઈ તલવાર ભેટમાં મળી
ન્હોતી
ન કોઈ બંદૂક મળી હતી
કે ન તો કોઈ બોમ્બ.
મને તો તેં જીવનથી સંપન્ન કર્યો હતો
તો શું હવે તારી સામે વાંધો ઉઠાવવા
તને કબરમાંથી બહાર કાઢીને
દોષી ઠેરવવી તને ?

સમાજ,
શું આપણે દિવસે ભડકા કરીને રસ્તાઓ રોકવા
અને રાતે કરડી નજરે યુદ્ધ ચાલુ રાખવા
સમાજ,
રખેને આમ થયું તો
આપણા જીવનની પણ અવનતિ થઈ જશે.

મા,
તેં શા માટે મને તારું અમૃત પાયું બાળપણમાં
મને લોહી પાઈને કેમ ન ઊછેર્યો
જીવતું લોહી

આજે તો લોહી લોહીનું તરસ્યું છે
માંસને ખાઈ રહ્યું છે માંસ
ભયાવહ ઓળા !
સહુ પ્રેતની છાયા બની ગયા છે
હું હજારો દુઆ માટે તલસ્યો છું
હે લાલ આંખો
હે દૈત્યના હૃદય
મેં શક્તિ માગી છે
અનેક જીવોને કચડતા ભારેખમ કદમોને ખદેડવા

ઓ યુદ્ધ !
યુદ્ધની જ્વાળા
યુદ્ધભર્યા ગૌરવ
હવે હું નિ:શસ્ત્ર છું
હું કોઈ પિશાચી પડછાયો નથી.

**૦ થૌદામ નેત્રજિત સિંહ**
**૦ અનુ. યોગેશ વૈદ્ય**

(પ્રો. લૈમાપોક્પમ દામોદરના અંગ્રેજી અનુવાદના આધારે)

**Read This in English Click Here**

## o શબ્દોની પેલે પાર



ભાષા તો બસની ટિકિટ છે
ગંતવ્ય સુધી પહોંચવા પૂરતી
ત્યાં પહોચતાંવેંત તે રદ્દી કાગળ
ખિસ્સામાં વજન વધારતી.
પુલ છે તે
દૂરના હૃદયોને બન્ને કિનારીઓથી જોડતો,
પાર થવાનું સાધન,
મનુષ્ય માટે મનુષ્યે બનાવેલો.

પણ વિટંબણા એ છે કે-
જોડાઈ રહેવાના નામ પર
માણસ પશુ જેમ જોતરાયો છે હત્યાઓમાં
જૂની કટાઈ ગયેલી તલવારો શોધીને
જડ લોકોનાં સ્મશાનોમાં કપાઈ રહ્યાં છે, મરાઈ રહ્યાં છે
એકબીજાનાં ગળાં, માથાં અને કુમળાં હૈયાં.

વિશ્વ-ઈતિહાસમાંથી ફાડીને ફેંકી દીધેલા
જીર્ણ પત્તાંઓને ઉપાડીને લખાઈ રહી છે
લાલ લોહીથી લોહીની કથા
વેરની, વિજય લાલસાની
ફકત અલગ અલગ છે ટિકિટનો રંગ માટે
ફકત અલગ અલગ છે પુલનો આકાર માટે.

ચાલો આજે ફેંકી દઈએ બધી જ ભાષાઓને
અને ચાલી નીકળીએ શબ્દોની પેલે પાર.

ચૂપ રહીએ, એકદમ ચૂપ રહીએ,
ચૂપકીદીમાં છુપાયેલ અગાધ શબ્દો સાથે
હળીએ-મળીએ, પ્રેમથી ગળે વળગીએ
હૃદયનાં કુમળા ફલક પર.
નહીંતર બાળી નાખશે આ ભસ્માસુર
જોતા રહેતા અને ઠારી ન શકાતા આ દાવાનળમાં
રાખ થઈ જશે બધાં
કેમકે- વેરનો કોઈ અંત નથી હોતો
હોય છે ફકત મટી જવાનું
વિજય નથી ક્યાંય
પરાજય જ પરાજય છે.

**o એસ. લનચેનબા મીતે**
**o અનુ. યોગેશ વૈદ્ય**

(સિદ્ધનાથા પ્રસાદનાં હિંદી અનુવાદ પરથી)

Read This in Hindi Click Here




## o બારી



જ્યારે આ બારી ખોલવામાં આવે છે
ત્યારે શ્યામલ ક્યારામાં
રાતાં ફૂલો પુરબહાર ખીલતાં દેખાય છે.

બરાબર અત્યારે
'સમય' બારી તરફ
ગોળી વરસાવવા લાગ્યો છે,
લોહી ચોપડેલ હોઠને હાથ વડે ધીરેથી લૂછી કાઢતાં
લોકો વાટ જોઈ રહ્યાં છે
'સમજણના સૂરજ'ને ઊગવાની.

અત્યારે
શ્યામલ ક્યારામાં
રાતાં ફૂલો પુરબહાર ખીલી રહ્યાં છે.

બારીના કાચની તકતીઓ
ગોળીઓ વરસવાથી ભાંગીને ભુક્કો થઈ ગઈ છે.
આજે
આ તૂટેલી બારીમાંથી
દૂર એક નાનું વન દેખાઈ રહ્યું છે,
એમાં ઓચિંતી એક ભયંકર આગ ભભૂકી ઊઠી છે.

**o રઘુ લૈશાડથેમ**
**o અનુ. વિરાફ કાપડિયા**

(રૉબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદ પરથી)

Read This in English Click Here

## o ભગ્ન નીડ



એક વાદળઘેરી સવારે
ભારે તોફાનમાં જોશથી ફેંકાઈ ગયેલો
એક તૂટેલો માળો
કોણ જાણે ક્યાંથી ઉચ્છેદાઈને
હવામાં ધીરે ધીરે ચકરાતો
નીચે મારા પગ આગળ આવીને પડ્યો,
અને એણે પ્રશ્નસૂચક આંખો ખોલી —
 ‘મારા પોપચા ઉપરની ભીનાશ
 તે સવારનું ઝાકળ છે
 કે આંસુ?’

હું શું જવાબ આપું !

હું આસપાસ જોઈ રહ્યો હતો તેટલામાં
એક બીજો ઉચ્છેદિત માળો,
વધુ મોટો,
અજાણી દિશામાંથી હવામાં તરતો તરતો
નીચે આવ્યો અને હાથ પ્રસારી
નાના માળાને વક્ષમાં ઊંચકી લેતો બોલ્યો,
‘શા માટે આંચકી લીધું મારા ખોળામાંથી?
પાછું સોંપી દે મારું વહાલું બાળક મને.’
તેટલામાં તો પવનના એક જોરદાર સપાટાએ
બન્નેને દૂર સુધી જુદી જુદી દિશામાં
ફંગોળી દીધા.
છૂટા પડીને પવનમાં વહી જતા
બન્ને માળા એકબીજાને જોતા રહ્યા,
ચહેરા ઉપર આશ્ચર્યની મોટી મહોર લઈને,
બન્ને એકબીજાથી ખૂબ આઘા,
દૂર દૂર ફેંકાઈ ગયેલા,
ચકરાતા, ઝોલા ખાતા, ગોળ ગોળ ફરતા.

એકલો રહી ગયેલો હું
અધ્ધર ખાલીપાને તાકતો
જાતને પૂછી બેઠો
 ‘મારા પોપચાં ઉપરની ભીનાશ
 તે સવારનું ઝાંકળ છે
 કે આંસુ?’

**o રાજકુમાર ભૂબનસના સિંહ**
**o અનુ.: વિરાફ કાપડિયા**

Read This in English Click Here



Devendra Hijam

## o એકાકી જંગલ

તે પીળું જંગલ.
તું જે જંગલમાંથી પસાર થઈ
સુક્કા પાંદડાં પરથી ચાલીને
તને આંતરી તારા કેશે અને તારી સાડીના છેડાથી.
કતારબંધ ઉગેલાં વૃક્ષો
સુકાં પર્ણોથી શણગારેલાં.
પર્ણો તારા પર ખરીને ઢગલો થઈ ગયાં
જાણે વરસાદ વરસ્યો હોય !
તારું આખું શરીર પીળાં પર્ણોથી ઢંકાઈ ગયું
પછી તું પોઢી ગઈ
તારું શરીર માટીમાં ભળી ગયું
જીવડાં ખાઈ ગયાં બધું.
કોઈ આવે નહીં, કોઈ જાય નહીં
સાવ એકાકી તું બધો વખત
પણ એક અજાણ્યું ગીત સંભળાય
ઉત્તરમાંથી, દક્ષિણમાંથી- બધા ખૂણેથી
આ કોનો અવાજ છે ?
તારા આત્મા સિવાય કોણ હોય બીજું ?
આ તારું જંગલ છે સદાયનું
તારા આતમનું ફળિયું આ
તું જ સંતાકૂકડી રમતી રહી છે એકલી.
તેં એકલીએ ગાયેલાં ગીતો
આ વૃક્ષોએ જોયાં- સાંભળ્યાં છે
અને તેઓ તને કહે છે- દોસ્ત.

**o કે. કુલધ્વજા**
**o અનુ. યોગેશ વૈદ્ય**
(કવિના અંગ્રેજી અનુવાદ પરથી)

Read This in English Click Here

## o પત્ર

પ્રતિ,
અશોક પાઠક
જનકપુરી રોડ, નવી દિલ્હી.

પ્રિય દોસ્ત,
મને માફ કરી દઈશ
તારા પત્રનો સમયસર જવાબ નથી આપી શકાયો.

મારા શહેરમાં
થોડાક જ દિવસોનાં વરસાદે
બિસમાર નદીના કાંઠાને
ખેદાનમેદાન કરી નાખ્યો હ્તો.
માણસો ને પશુઓ મરી ગયાં
ઊભા પાક નાશ પામ્યા.

તેં જે પત્ર મને મોકલ્યો
મુખ્ય પોસ્ટ ઑફિસના લેટર બોક્સમાં પડ્યો રહ્યો
પોસ્ટ ઑફિસમાં પૂર ઓસરે તેની રાહ જોતો.
અંતે ઘણા દિવસે લેટર બોક્સ ખૂલ્યું
અને મને તારો પત્ર મળ્યો.

તને નવી ખૂલેલી સોફ્ટવેર કંપનીમાં
નોકરી મળી ગઈ છે
એ જાણીને મને ઘણો આનંદ થયો.
પણ મેં તો ત્યાં આવીને નોકરી કરવાની
આશા જ છોડી દીધી છે.

જો દોસ્ત !
પાંચ વર્ષ પછી હું જ્યારે પાછો ફર્યો'તો
મારી શેરીઓ એવી જ બિસમાર હાલતમાં મળેલી મને.

રસ્તાઓ પર બોમ્બ ફાટવાથી ફરફોલા પડી આવ્યા છે.
માટી ને પથ્થર ચોતરફ ઊડી રહ્યાં છે.
રોડ-કાંઠાંનાં મકાનો પર ઊપસ્યાં છે માનવ રક્તનાં ધાબાં
અને વિસ્ફોટની કરચ.

વીજકાપ વાળી રાતે
મીણબત્તીના લબૂક-ઝબૂક પ્રકાશમાં
આખી રાત જાગીને
તારા પત્રનો જવાબ લખી રહ્યો છું



પણ-
બલાત્કાર સામે,
નિર્દોષોની હત્યાઓની સામે,
કે પગાર ન મળવાથી
ઘણાં સંગઠનોએ એલાનો આપ્યા છે તે
હડતાલો, રસ્તા રોકો આંદોલનો, બંધને લીધે
તને આ પત્ર થોડો મોડો મળશે.

દોસ્ત !
તને જેવો આ પત્ર મળે
તારો જવાબ તરત જ પોસ્ટ કરી દેજે.
નહીંતર મારું આ સરનામું જ અસ્તિત્વમાં નહીં રહ્યું હોય.
આ ધરતી પર
જ્યાં નિહારિકાઓ પ્રજળે છે રાતનાં આકાશમાં
ગોળીબાર અને બોમ્બબ્લાસ્ટની વીજળી ઝબકીને
હંમેશાં ઉજાળે છે
દિવસ અને રાતને.

લિ. તારો એક મિત્ર
ઇમ્ફાલ, મણિપુર

**o ઈમોજિત નિંગોમ્બા**
**o અનુ. યોગેશ વૈદ્ય**
( બી.એસ. રાજકુમારનાં અંગ્રેજી અનુવાદના આધારે)
**Read This in English** Click Here



Bimal Thongam

## ० સુકાતા અશ્રુઓ



માએ બાથમાં લઈને મને કહ્યું:
વ્હાલા દીકરા,
તારે હવે બાળક બની જવું જોઈએ.
હમણાં જ તું નાનું બાળક બની જા.
મેં તરત જ આજ્ઞાનું પાલન કર્યું
અંતે તો એ મારી માની આજ્ઞા હતી
હું તેની છાતીને વળગેલો રહ્યો.

રાતે
સિપાહીઓનું ટોળું ધસી આવ્યું
દરવાજો તોડી પાડ્યો
મને મારી માની છાતીએથી વેગળો કરી નાખ્યો
બૅયોનેટ અને બૂટથી હું કચરાયો
મારી માના હાથમાં રક્ષાયેલો હતો માટે.
અને મને તેમણે ભાગેડુ અપરાધી જાહેર કરી દીધો
માએ તેના નાના બાળુડા માટે વિલાપ કર્યો.
મા લોહીનાં આંસુએ રડી.

દિવસે
ફરશ પર મને ચત્તોપાટ સૂતેલો જોઈ
માએ રડમસ અવાજે પૂછ્યું
વ્હાલા દીકરા
કોને હણ્યો તેં, મારા લાલ ?
કોના શિયળને લૂટ્યું તેં ?
કઈ કઈ ચોરીઓ કરી તેં ?

હું હસતો રહ્યો.
લોહી વચાળે
ભડકાઓ વચાળે
મારી માની ઇચ્છાને વશ થઈને.

હવે
મારા પર ફૂલની પાંખડીઓ થઈને ગોળીઓ વરસે છે.
મારું લોહીઝાણ શરીર
કબ્રસ્તાનમાં ફૂલોની પથારી પર સૂતો છું
ઘોર અંધારામાં મશાલ લઈને.

આજે
જે સુકાઈ જ ગયાં છે
તે પોતાના આંસુ લૂછતી
મા આવી અને મને કહેવા લાગી
મારા લાલ, હવે તું બાળક મટીજા
મારો પોતાનો દુશ્મન થઈ જા
મારો કટ્ટર દુશ્મન.

**० થૌદામ નેત્રજિત સિંહ**
**० અનુ. યોગેશ વૈદ્ય**
(બિપ્રચંદના અંગ્રેજી અનુવાદ પરથી)

Read This in English Click Here

## ० બંદૂક અને જિંદગી



દરરોજ અચૂકપણે
સરકારી સિપાહીઓ
સાફ કરેલા અગ્ન્યસ્ત્ર લાદીને ફરજ પર ચડે
ગોળીઓથી ભરેલી બંદૂકો
લાલ આંખ સાથે
ગુસ્સામાં
હથિયારોને સખત હાથે પકડીને
તેમના ખભે લટકાવે અને
તેમના સ્થળેથી બહાર નીકળી ચોમેર ફેલાઈ જાય
અહીંની શેરીઓમાં, રસ્તાઓમાં.

ગામડાંઓમાં અને શેરીઓમાં
સુરંગો ધરબાયેલી છે
બંદૂકધારીઓ ફરી રહ્યા છે
બંદૂકને બંદૂકની બીક લાગે
માટે જ્યારે તેઓ બંદૂકને ભાળે
ધાણીફૂટ ગોળીઓ છોડે તેની સામે
ધણધણાટી બોલાવતી.
ગોળીઓને ગોળીઓ વિંધતી નથી
તે તો ફક્ત માણસનાં હૈયાઓનો ભુક્કો કરે છે.
અસંખ્ય માણસો કશીય નોંધ વગર
અનંત આકાશમાં ઊડી જાય છે
દોરી વગરના પતંગની જેમ.

**० ઈમોજિત નિંડોમ્બા**
**० અનુ. યોગેશ વૈદ્ય**
( બી.એસ. રાજકુમારનાં અંગ્રેજી અનુવાદના આધારે)

Read This in English Click Here

## o પત્ર

હરખુડાં સાગવૃક્ષો
ડોકાં છુપાવતાં, ઊંચકતાં
લીલી ટેકરીઓમાં ઊભા.

પોતાના હાથમાં પત્રને મજબૂતીથી પકડી
બાળકો
ઘેરાં સાગવૃક્ષો વચ્ચેથી દોડી રહ્યાં છે
પગમાં જોડા નહીં
અને શરીર પર કપડાંય નામપૂરતાં.
એ કાગળની કાપલીમાં
પેન્સિલના ઠૂંઠા વડે ભાર દઈ દઈને
ખીચોખીચ ભરીને લખ્યું છે
મા મા મા
'મા' એવા સૂરના ઘણા શબ્દો.

ખભેખભા મેળવી ઊગી આવેલાં સાગવૃક્ષો,
પાછળ દોડતાં,
છોકરાંઓનાં હાથમાંથી પત્રો ઝૂંટવી લેતાં,
પત્રોને ખોલતાં, રમે.
રગ્બીની રમતની જેમ !

છોકરાં વિલાપ કરે છે
છોકરાં અકળાઈ ઊઠે છે
છોકરાં આંસુડાં પાડે છે
તેમની માના પત્રો માટે
જેને તેમણે ઠેકાણે પહોંચાડવા છે
તે પત્રોમાંના સંદેશા માટે
જેમને તેમણે કોઈને વંચાવવા છે

પેટમાં દુ:ખી જાય એટલું દોડીને
તેઓ આ ટેકરીની પગદંડીઓ પર ઘણે દૂર આવ્યા છે.
ભૂખ્યા-તરસ્યા,
થાકીને લોથપોથ વળી ગયેલા
આ પગદંડીઓ પર
પણ પેલા અજાણ્યા સરનામાવાળા પત્રો
જરાય પીળા પડ્યા નથી
કે નથી પડી ગયા તે છોકરાંના હાથમાંથી ક્યાંય.



તેમણે ઘણા લાંબા વખતથી કશું ખાધું નથી
ભૂખથી અધમૂઆ, કુપોષિત છે તેઓ
કેટલાય લાંબા વખતથી દોડી રહ્યાં છે
હાંફ ચડી છે તેમને.
પણ તેમના હાથ હજુ ઊંચા જ છે
તેમની આંખોમાં તેમની મા તરવરે છે.

સાગવૃક્ષો: જેમણે પત્રો વાંચ્યા છે
તે અનુકંપાપૂર્વક નાના છોકરા તરફ જોઈ રહ્યાં છે.
છોકરાં, જેમના પગની આંટી વાળી ગઈ છે.
"મા" શબ્દ ઉચ્ચારતાં ઉચ્ચારતાં
અને જેમણે અજાણ્યા સરનામાવાળા પત્રોને
મજબૂતીથી પકડી રાખ્યા છે.

**o શરતચંદ થિયામ**
**o અનુ. યોગેશ વૈદ્ય**

( રૉબીન એસ. ન્ગાડગમના અંગ્રેજી અનુવાદના આધારે )

**Read This in English Click Here**



Devendra Hijam

## o આ અંકના ફોટો-કલાકાર

આ મણિપુરી કવિતા વિશેષાંક માટે ચાર યુવા મણિપુરી ફોટોગ્રાફરોના કામને પસંદ કરાયાં છે. **બીમલ થોડમ , દેવેન્દ્ર હિજામ, દીપક અયેક્પમ** તથા **કોસાઈજિન લૈશાડથેમ** આ ચારેય ફોટોગ્રાફરો ફોટોગ્રાફીમાં નોંધપાત્ર કામ કરતી મણિપુરની સંસ્થા મણિપુર ફોટોગ્રાફી ક્લબ (https://www.facebook.com/ManipurPhotographyClub) સાથે જોડાયેલા છે.



**બીમલ થોડમ**
**(Bimal Thongam)**

કલા દ્વારા સ્વની શોધ કરી રહેલા આ યુવા મણિપુરી ફોટોગ્રાફર વ્યવસાયે બૅન્કર છે, તેમનું કામ ઘણી આશાઓ જગાડી જાય છે. તેમના ફેઈસબુક પેઇજ https://www.facebook.com/bimal.thong/photos પર અને ઘણી ફોટોગ્રાફી સાઈટ પર તેમનું કામ ઉપલબ્ધ છે. તેઓ ઈમ્ફાલમાં વસે છે.



**દેવેન્દ્ર હિજામ**
**( Devendra Hijam )**

ઈમ્ફાલના સરકારી વિભાગમાં નોકરી કરતા આ યુવા મીતભાષી ફોટોગ્રાફર મણિપુર ફોટોગ્રાફી ક્લબના સક્રિય સભ્ય છે. નિષ્ઠા અને ગંભીરતાથી કામ કરતા આ આશાસ્પદ કલાકારનુ કામ https://www.flickr.com/photos/devendra_hijam/ અને http://www.panoramio.com/user/5318574 પર ઉપલબ્ધ છે. તેમને ઘણા પુરસ્કારો પણ પ્રાપ્ત થયા છે. ઘણાં પ્રતિષ્ઠિત સામયિકોનાં મુખપૃષ્ઠો પર તમનું કામ સ્થાન પામ્યું છે.



**દીપક અયેક્પમ**
**( Deepak Ayekpam)**

હાલ દુબઈમાં લોન ટેનિસના પ્રશિક્ષક તરીકે કામ કરતા આ યુવા મણિપુરી ફોટોગ્રાફર ઉત્સાહ પૂર્વક ફોટોગ્રાફી કરી રહ્યા છે. સાદાઈ અને ખુશમિજાજીમાં માનતા આ ફોટોગ્રાફરનું કામ અનેક સંસ્થાઓ દ્વારા પોંખાયું છે.
તેમનું કામ તેમના ફેઈસબુક પેઇજ https://www.facebook.com/ayekpam.deepak/photos પર તેમ જ અનેક ફોટોગ્રાફી સાઈટ પર ઉપલબ્ધ છે.



**કોસાઈજિન લૈશાડથેમ**
**(Kosygin Leishangthem)**

અર્થક્વેક એન્જીનિયરિંગમાં માસ્ટર ડિગ્રી ધરાવતા આ યુવા ફોટોગ્રાફર મણિપુરના પ્રસિદ્ધ કવિ રઘુ લૈશાડથેમના સુપુત્ર છે. મણિપુર ફોટોગ્રાફી ક્લબના સ્તંભ પણ છે. તેમનું કામ ફેઈસબુક પેઈજ https://www.facebook.com/King.1106/photos તથા http://www.pixoto.com/king.1106 પર ઉપલબ્ધ છે. એક આશાસ્પદ યુવા ફોટોગ્રાફર.

## We are indeed thankful to….

O All Manipuri poets for giving their whole hearted support.

O Rajkumar Bhubonsana and Tayenjam Bijoykumar Singh for inspirations and helping us in establishing initial communications with all poets of Manipuri.

O Moirangthem Borkanya Devi for all care, bolongingness and phone calls as if this is her project.

O Robin Ngangom and Naorem Bidyasagar for the special articles for this special issue on Manipuri Poetry.

O Translators : Viraf Kapadiya, Manish Dave, Suhag Dave, Nilaben Pandya and Mahendra Odhariya. You made this project possible.

O Manipuri Photographers : Bimal Thongam, Devendra Hijam, Deepak Ayekpam and Kosygin Leishangthem for their permission to use their work.

એક નોંધ :

આ વિશેષાંકમાં અન્ય વિભાગોને વિરામ અપાયો છે. આગામી અંકથી તે રાબેતા મુજબ આપણી સાથે હશે.
- સંપાદક

## આ અંકના કાવ્યોના અનુવાદકો :


મનીષા દવે


નીલા કે. પંડ્યા


સુહાગ દવે


વિરાફ કાપડિયા


યોગેશ વૈદ્ય

## મણિપુરી કવિ હિજામ ઈરાબત

સમાજવાદી કવિ હિજામ ઈરાબત તેમ્ની ક્રાંતિકારી ભાષા અને વિષયવસ્તુને લીધે આધુનિક મણિપુરી કવિતાના મશાલચી મનાય છે. હિજામ ઈરાબતની કવિતા ચાઓબા અને કમાલ દ્વારા લખાયેલી અતિ રંગદર્શી કવિતા સાથે છેડો ફાડે છે.

૩૦મી સપ્ટેમ્બર ૧૮૯૬માં ઈમ્ફાલમાં જન્મ. પિતા હિજામ ઈબુન્ગોહલ, માતા ચોન્ગથામ નિન્ગોલ થામ્બાલન્ગમ્બી. બાળપણમાં જ પિતૃછાયા ગુમાવી બેઠેલા હિજામ માતા સાથે માસીને ત્યાં ઉછર્યા. પ્રાથમિક શિક્ષણ ઈમ્ફાલમાં અને માધ્યમિક શિક્ષણ (૯ ધોરણ સુધી) ઢાંકામાં લીધું. પૈસાની અછતને લીધે ઢાકાથી શિક્ષણ છોડી અગરતલા ગયા. ૧૯૧૫માં તેઓ મણિપુર આવ્યા અને રાજ-પરિવાર સાથે અંગત પરિચયમાં આવ્યા. રાજાના મોટાભાઈની પુત્રી ખોમદોનસાના સાથે તેમનું લગ્ન થયું. ૧૯૩૪થી તેઓ મણિપુરની રાજનીતિમાં સક્રિય રહ્યા.

તેમની રાજકીય પ્રવૃત્તિને લીધે તેમના સાહિત્યને અવગણવામાં આવ્યું છે. પાછળથી તેમનાં કાવ્યોને પોંખાયાં. 'મીતૈ' નામક હસ્તલિખિત સામયિક ૧૯૨૨ માં બહાર પાડ્યું. ૧૯૪૭થી 'અનૌબા જુગ' નામક સાપ્તાહિકના સ્થાપક સંપાદક રહ્યા. 'મોહિની' નામક ધારાવાહિક નવલકથા ૧૯૩૧માં 'યાકાઈરોલ' નામક માસિકમાં પ્રગટ થઈ. 'દાલીલ અમાસુન્ગ દરખાસ્ત ઈબા' ૧૯૩૩માં છપાયું. તમના જેલવાસ દરમ્યાન લખાયેલાં કાવ્યોનો સંગ્રહ 'ઈમાગી પૂજા' છેક ૧૯૮૭માં પ્રગટ થયો અને ખૂબ પોંખાયો.

૧૯૩૭ અને ૧૯૩૮ દરમ્યાન તેઓ મણિપુર સાહિત્ય પરિષદના સ્થાપક પ્રભારી રહ્યા. લોકમાન્ય તિલકની આત્મકથા, 'જયમતી' અને 'ગોમતી' નામક નાટ્યો અને બકિમચંદ્રની નવલકથાના અનુવાદો પણ કર્યા ( આમાંના ઘણા હજુ છપાયા વગરના છે!)

તેઓ સારા નટ અને રમતવીર પણ હતા. મણિપુરની અનેક સામાજિક, કલા અને સાહિત્યિક સંસ્થાઓ સાથે જોડાયેલા રહ્યા. રાજકીય સંઘર્ષો દરમ્યાન જેલવાસ પણ ભોગવ્યો.

એક સફળ જન નેતા તરીકે પણ એટલા જ લોકપ્રિય હતા.

૨૬ સપ્ટેમ્બર ૧૯૫૧ના રોજ તેમનો દેહાંત થયો.

